તબીબે તરત બે ઊંટ તૈયાર કરાવીઆં અને બેઉ જણાં એકેકપર સવાર થઇ તેહેરાંન શેહેર તરફ જવા રસ્તે પડયાં.

જે પેહેલું ઉતારાખાણું મલ્યુ ત્યાં તેઓએ ઉતારો લીધો. ત્યાંનાં રખેવાલ શાથ ગપસપ મારતાં તેઓએ પુછી લીધું કે દરબારની શી ખબર હતી. તે બોલ્યો, "દરબારનાં શરવે જણાં ઘણી પંચાતીમાં આવી પડયાંછે. રાજાને પેતે એક બેતો હતો તે ઘણોક વખત શુધી તેનથી છુપે તેનીજ દરબારમાં ચાકરી રહયો હતો. પણ હવે તે કેઠે જતો રહયોછે, અને કોઇ કહી નથી શકતું કે તે કહી દશા તરફ જતો રહયોછે અથવા તેનુ શું થયુંછે.

રાજાની એક પીરોઝ નામની રાંણીને પેતે જનમીઓ હતો. તે બચારી તેને ખોલી કાહાડવાને ઘણીખી જોશનેજો કરેછે, પણ કશો પટો . શાહાજાદાનો મલતો નથી. તેનાં ગુમ થવાથી તેનાં મા બાપનેજ લાગેછે એટલુંજ નહીં, પણ આખા શેહેરનાં લોકને ખેદ થાએછે કારણ એ શાહાજાદો કાંઇ જેવા તેવા ગુણનો આદમી હતો નહીં. એ રાજાને બીજી ઓગણપચાસ બાએડીઓને પેતે બીજા ઓગણપચાશ છોકરા જનમીઆછે લેકીન તેઓમાં એકખી એવો નથી કે તેનીં બાપને ખોદાદાદનો ગમ ભુલાવે અથવા તેની જગા સાચવે. તે મરણ પાંમીઓછે એમ બોલાએછ. અને તે અમો સાચું માનીએ છીએ કારણકે આટલીબધી મેહેનત અને જોશતેજો કરવા છતાં તેનો કશો પટો કે પર આજ તુલીક કોઇ લાવી શકયું નથી."

। સઘલી વાત સાંભલી તે તબીબને એવું કે બેહેતર ઉપાય તેમને માટે તો એજ ગાહાજાદીએ તુરત વેલા તો એ રાજાની રાંણી પીરોજની મુલાકાત લેવી. પણ એ પગલું ભરવામા ઘણો જોખમ હતો તેથી તે વીશે પેહલાંથી સાવચેતી લેવાની ઘણી જરૂર હતી. પેલા ઓગણપચાસ શાહાજાદાઓનાં કાનપર જો એ શાહાજાદી, પોતાની ભાભીના આવી પુગવાની વાત પડે તો તેઓ એવો ઉપાય કરે કે જેથી તે બચારી કદીખી પીરોજને મલવા પાંમેજ નહીં. તેમજ, એ દુર અંદેશ હકીમે, એમ થવાથી પોતે કેટલો જોખમમાં આવી પડશે, તેનો પણ વીચાર કીધો એ સઘલી બાબદો ધ્યાંનપર લઇ તેણે એવો ઠેરાવ કીધો કે તે ઉતારાખાંણાંમાં તે શાહજાદીને હાલ તુરત રેહેવા દેઇ પોતે પીરોજનાં મેહેલ તરફ જવુ' અને ત્યાં ખબર કાહાડી કહે રસતે તેણીનો એ શાહાજાદી સાથ ...પ કરાવવો તેનો વીચાર કરવો.

એ મુજબ તે ફરવા નીકલ્યો હોય તેમ મહલ તરફ ચાલીઓ અને મેહેલ જોતો હોય તેમ છેક નજદીક ગયો, એવામાં એક ઓરતને મેહલમાંથી નીકળી એક ખચરપર સવાર થતી તેણે જોઇ. તે ખચરનો શાહાજ ઘણોજ ઉમદા અને કીંમતી હતો. તેની પાછલ બીજી ઘણી ઓરતો બીજા ખચરોપર બેશી ચાલતી તેણે જોઇ, તેમજ વલી ચોકીબાનો અને તે ઓરતનાં રખેવાલો તેમની નગેહબાંની દાખલ તેમની પાછલ નીકળ્યા તે તો જુદા. તેઓએ સફ સમારી તે ઓરતને પશાર થવા દીધી અને જેવી તે તેમની આગલથી ચાલી ગઇ કે દરેક જણે નમી જમીનપર પોતાનુ શીર નીચુ કીધું. અલબતાં તેમને જોઇ એ તબીબે પણ તેણીને એવોજ આવકાર દીધો. પછે પોતાની આગલ ઉભેલા એક અખબાર નવેશને પુછયું, "એ

ઓરત શું રાજાની પોતાની એક બઇરી થાએછે." એ પરથી તે અખબાર નવીશે જણાવીઉ "હા બીરાદર એ ઓરત રાજાની માનીતી અને સરવેને જાણીતી રાંણીછે. જે શાહાજાદા ખોદાદાદ વીશે તમે શાંભલીઊંછે તેની એ માતા થાયછે કે જેને ખાતર સરવે લોક એણીપર મમતા અને પ્યાર ધરાવેછે."

હવે એ ધણીને વધારે પુછવા વીનાં એ તબીબ પીરોજની પુઠે એક મસજીદ તુલીક ચાલ્યો. એ જગાપર તેની મુફલેશ અને બંદગીખોરોને દાંન આપવા ગઇ હતી. હયાં રાજાનાં હોકમથી જાહેર બંદગી થતી હતી કે જેનાં યોગે કરી શાહાજાદો ખોદાદાદ તેને મલી આવે. વલી લોકનો એ છોકરાપર એટલો ભાવ અને કાલજી હતી કે મુલાં અને કાજીઓ સાથ પોતેબી ભેગા મલી નીમાજ ભણતા હતા જેથી કરીને એ મસજીદમાં એ વખતે પુશકલ ગીરદી રેહતી હતી. એ સઘળાંઓમાંથી માહા મેહેનતે રસ્તો કરીને આપણો એ પરગજુ હકીમ પીરોજનો ખુદ નગેહેબાન જે હતો તેની આગલ ગયો અને તેને કાંનમાં લાગી કહયું, "બીરાદર મારે એક ઘણીજ અગતની બાબદનો ખુલાશો એ રાંણી પીરોજને કરવોછે માટે શું તમારી મારફતે હું તેણીની તેનીનાં દીવાનખાણામાં મુલાકાત લઈ નહી શકીશ?" એના જવાબમાં તે ગુલામે તુકમાં કહયુંકે, "જો તમારો ખુલાશો શાહાજાદા ખોદાદાદ વીશેનો હશેતો હું તમને વચન આપું કે આજને આજ હું એ રાણી શાથ તમારી મુલાકાત કરાવીશ. પણ જો કોઇ બીજી બાબદનો હશે તો તમને એટલુંજ જણાઉછકે તમારે એ વીશે કશી તજવીજ કે ઉમેદ રાખવી નહીં. એ બચારી પોતાના બેતાને થકી તદન ઘેલી ગાંડી થઇ ગઇછે, અને રાતદીન તેની ને તેનીજ યાદમાં તે પોતાનો વખત ગુજારેછે, જેથી તે કદીબી બીજી બાબાદપર ધીઆન આપી શકતી નથી." "મારે તેનાં પીઆરા બેટાને ઠકીજ બે શખુન કેહેવાછે." "જો એમજછે તો હમણા જીઆરે શરવે રશાળો પાછો ફરે ત્યારે તમો તેની પુઠે તરફ આવજો, હું તમારી તેણીની શાથ મુલાકાત કરાવી આપીશ."

એ મુજબ જીઆરે તેઓ મેહેલમાં દાખલ થયાં કે પેલા ગુલાંમે ખોદાદાદની આ ગમગીન માતાને જણાવીઉકે કોઇ બેગાનો મરદ તેણીની મુલાકાત લેવા ધારેછે અને ગુંમ થયલા શાહાજાદા વીશે કાંઇ ખબર તમુને આપવા માંગેછે. એ શાંભલતાંજ પીરોજે એ બેગાના મરદને પોતાની નજદીક બોલાવી મંગાવીઓ કારણકે પોતાના દીકરાની ખબર તેણીને નવો જીવ મલે એટલી ખુશખબતી ભરેલી તેણીને લાગતી હતી. પેલો ગુલાંમ તબીબને લઇ તેણીનાં ઓરડામાં દાખલ થયો. પીરોજે પોતાની સરવે બાંદી અને ચાકર નફરોને ત્યાંથી બાહાર મોકલી દીધાં, અને ફકત બે જાણીનેજ રેહેવા દીધી, કારણકે તેમની આગલ તે સરવે પોતાની હકીકત જાહેર કરતી હતી. જેવો તેણીની નજરે એ હકીમ પડયો કે પેહેલોજ શવાલ તેણીએ તેને એજ કીધોકે "ખોદાદાદ વીશે તમો શું જાણોછો તે જલદી કહો."

એ પછી તે બોલીઓ "માહા રાંણી, મને એ વીશે મોટી અને લમબાન હકીકત કેહવી પડશે કે જે શાંભલી તમો ઘણા અજબ થશો." એ પછે તેણે શરવે શાંભલેલી હકીકત તેની આગ કહી શંભલાવી અને ખોદાદાદ અને તેનાં વચે શું શું થયું તેનું તુલોતવીલ વરણ દીધું. પણ જીઆરે, એ ચંડાલ ભ આ નીરદોશ શાહાજાદાનું ખુન કી ખદા આ અધીરી પડેલી માતાને

એટલે તેણીનું કોમલ હઈડું વધારે વાર તેણી-ના હોશ કાએમ રાખી શકયું નહીં, અને એ બચારી તે શાંભલતાંજ બેશુધ થઇ પડી. પણ મારી તરફથી ખાત્રી આપો કે હેરાનનો રાજા તેને પોતાની પુત્રી દાખલ જાહેરમાં કબુલ કરશે, અને તમારે પોતાને વાશતે હું એટલુંજ કહુંછ



એ બચારી તે શાંભલતાંજ બેસુધ થઈ પડી. (સફે ૮૦૭)

પેલી ઓરતોની મદદથી પાછી સુધીમાં આવી ને બાકી રહેલી વારતાથી કાન તરૂપત કીધા. શાંભલતાંજ વાર એ રાંણી બોલી "તમે જઈ દરીઆવારની એ નેક શાહાજાદીને કે આતલી ભારી ઝેહમતનું ફલ શારા અને નામીચાં ઇનાંમનાં બદલામાં મલશે."

એનાં જવા પછે પીરોજ તો અછાડ પછાડ કરતી પોતાનાં બીછાના પરજ પડી રહી. હવે

તેણીના દુખનો કાંઇજ પાર હતો નહીં. તે બચારીને જોયા દેખતી આંખે અંધાપો થયો. આ દુખ તેણીથી ન શાહણ થઇ શકે એવું હતું. તે રડતી બોલી, "ઓ દીકરા ખોદાદાદ? શું ત્યારે તારાં દીદાર હું ફરીથી નહીંજ જોઇશ? અરે અફસોસ! મે નહીં જાણીઉકે જે ભુંડે ચોગડીએ મે તને રજા આપી અને તુ મારી કણેથી રખશુદ લેઇ ગયો તે સોવતની છેલીજ રજા હતી! તારો અંત આવો અકાલ આવશે એમ મે કદ્યુ સ્વપનાંમાબી વીચારીઉ હતું નહીં. બેનશીબ ખોદાદાદ શુ કરવા મારેથી તું છુટો પડયો? તેમ ન કરતેતો જોકે તુ આવી શરફરાજી અને મરતબે પુગતે નહીં, પણ જીવતો રેહતે અને તારી આ કંગાલ માને આવી દુખી અને કંગાળ બનાવતે નહીં" એવુ એવુ બોલી તે બચારી ઘણી રડતી હતી, અને તેની શાથ બેઠેલી તેની બાંદીઓ પણ નવ ધાર આંજુ નાંખતી હતી.

એવામાં રાજા તેણીનાં ઓરડામાં આવી લાગ્યો અને તેણીને આવી હાલતમાં જોઇ તેણે પુછયું કે શું તેને ખોદાદાદ વીશે કાંઇ વધુ ખબર મલી હતી તે બોલી, "અફસોસ શાહેબ, હવે સઘલું થઇ ચુકુછે. મારા બેટાએ પોતાનો કાજગરો જીવ ખોયોછે, અને વળી મારા દુખ પર દાંહાંમ એછેકે તેની મઇયતની ઘટતી ક્રીયા થઇ નથી" એ પછે તેણીએ જે શાંભલીઉ હતું તે સઘલું રાજાને કહી શંભલાવીઉ અને પેલા કરપીન ભાઇઓએ ખોદાદાદનું ખુન કેમ કીધુ તેના હેવાલનું અશ્ચર્યકારક બોલોમાં બીયાન કીધું.

તે બોલવું પુરૂ કરે તે આગમચ તો રાજા ગુસસાથી લાલ પીલો થઇ ગયો હતો. તે બોલ્યો, "ઓ વાહાલી રાંણી, તું ખાતરજમા રાખ કે જે ચંડાલોએ તને આ રવેશે નવધાર આંજુ વરસાવતી કીધીછે તથા ખોદાદાદનાં બાપને કદી ન ભુલાએ એવો અને શોવતની ઘડી શુધી ચચરે એવો ફતકો લગાવીઓછ તે સરવે ચંડાલોને ઘતતી શીખશાએ પુગાડવાને હું જીનહાર મુકીશ નહી અને તેમના ગુનાહ પરમાંણે તેમને ઘટતી શીખશા કરવાથી બાતલ રાખીશ નહીં." પછે તુરત તે દરબારનાં દીવાનખાંણામાં ગયો જીઆં તેનાં તમાંમ કારભારી અને દરબારીઓ બેઠા હતા તથા શામાન્ય લોક દાદ ચાહાવા તથા અરજી આપવા ત્યાં આવી ઉભા હતા. તેઓ રાજાને ઘણાજ ગુશામાં જોયો ત્યારે તદન ઘભરાતમા પડયા અને વીચારવા લાગા કે રખે આ ગુશાનુ બલતન ગરીબ તેની પરજાપર પડી તેમનો નાશ કરે. શરવે ફીકરમાં હતા શરવેનુ દીલ તેને જોઇ બંધાઇ ગયું હતું. તે આ વાતજ તખતપર જઇ બેસી વડા વજીરને પોતાની નજદીક બોલાવી બાગે બુલંદ અવાજે બોલ્યો, "હાશન, જલદી જઇ મારા લશકરમાંથી એક હજાર ચુંનંદા સવાર અને લશકર લે અને મારા બધા બેટાઓને પકડી પરેજ કર. જે જગાપર ખુનીઓને પકડી કેદ કરવામાં આવેછ ત્યાં તેમને ઓશતવારીથી બંધ રાખ. જા તું તરત એ બજા લાવી મને તે જણાવ." આ હુકમ સાંભળતાં તો શરવેની છાતી દંગ થઇ ગઇ. વજીરનીબી તાકાત નહીં કે એક શખુનબી આ હોકમનાં વાજબી કે ગેરવાજબીપણાં વીશે કાહાડે. તે તો લાગલો નમી તેનો હોકમ બજાવાને બાહાર પાડયો. રાજાએ દરેક દાદ ચાહાવા આવેલાઓને પાછા વારીઆ અને જણાવીઊં કે એક મહીનો સુધી તે કોઇ બાબદપર ધીઆંન આપી શકશે નહીં. વજી પાછો ફરયો ત્યાં લગીન તે રાજા દીવાનખાના બેઠેલો હતો તે તેને જોતાંજ તે બોલ્યો, વજીર મારા સઘળા છોકરાઓને બુરજ કીધા?" "હા જનાબ, તમારો હે

બોલ પાલેઓછે." "ના ના, એટલામાં થયું નહીં," રાજા બોલીઓ, "મારે વધારે તને ફરમાવવું છે એમ બોલી તે લાગલો ઉઠીને પીરોજ જયાં રડતી બેઠેલી હતી તે ઓરડામાં ચાલીઓ. વજીર પણ તેની પુઠે ગયો. તેણે પીરોજને પુછી લીધું કે ખોદાદાદની મોહરદાર ઓરત કયે ઠેકાંણે આવી રહી હતી. તેનો જવાબ પીરોજને બદલે તેની બાંદી જેઓએ પેલા હકીમથી તે જાંણી લીધું હતું, તેઓએ તે કયાં આવી ઉતરી હતી તે કહયું. તે સાંભળી રાજાએ વજીર તરફ ફરી કહયું, "જા વજીર જલદી જા અને એ શાહાજાદીને તેણીનાં નાંમ અને તોખમ મુજબ ઘટતી આબરૂ સાથ આ મેહેલમાં લઇ આવ."

પોતાના મુરબીનાં મુખથી નીકલીઓં તે બજાવાને વજીરને વીલમ શાનો હોય. તે પોતાનાં બીજા દરબારી અને અમીરો સાથ ઘોડેસ્વાર થઇ પેલી કારવાનશીરા તરફ ચાલીઓ. ત્યાં જતાંજ તેણે એ શાહાજાદીને રાજા તરફથી મોકલેલી ભેટ તરીકે એક ખુબશુરત શફેદ રંગનું ખચર અરપણ કરયું. એ તમાંમ હીરા માણુકનાં શાજથી શીંગારીઓં હતું. તેણીએ તે પર સવારી કીધી તેમજ પેલો હકીમ જેને વાસતે એક તારતારી ઘોડો તઇયાર કરી લઇ જવામાં આવ્યો હતો તેપર તે સવાર થયો. એ પ્રમાંણે શરવે જણાં તમાંમ રશાલા સાથ મેહલ તરફ ચાલીઆં. લોક આ શરઘશ જોવાને પોતાનાં ઘરની બારી વાટે ડોકાં બાહાર કાહાડી ઉભુ હતું, અને મોહોલાઓ જયાંથી એ સરઘશ પશાર થવાનું હતું તે તમાંમ લોકથી ચીકાર થઇ ગયા ા, કારણકે લોકને જાહેર થઇ ચુકું હતું કે ાહાજાદી ત્યાંથી પશાર થવાની હતી તે ેદની બઇરી હતી. તેણીને ખાતર ખુશાલીના પોકારથી ઓયા તેઓએ આખુ શેહેર ગજાવી મુકયું હતું. પણ જો તેમને જાણાયું હતે કે ખોદાદાદપર શું મુશીબત ગુજરી હતી તો ખચીત આ ખુશાલીને બદલે તેઓએ એટલાજ જુસાથી દલગીરી અને માહેતમ ફેલાવી હોત; એટલો એ શાહાજાદો લોકને પ્યારો થઇ પડયો હતો.

જયારે એ શાહાજાદી મેહલ નજદીક પુગી ત્યારે ખુદ પાહદશા એશતેકબાલ લેવા ઉભેલો તેણીની નજરે પડયો. તે તેણીનો હાથ ઝાલી પીરોજનાં ઓરડામાં લઇ ગયો. હયાં ખચીત ઘણોજ ગમગીન કરૂણાં ઉપજાવનાર દેખાવ થયો. પોતાનાં સાસું સસરાને આ મુજબ વીલાપ કરતાં જોઇ એ બચારી શાહાજાદીને બેવડાં દુખથી પોતાનો ગમ લાગવા લાગો, તેમજ તેણીને આવી ગમખાર જોઇ, એ બેઉ ~~આદમી~~ બઇએરને કાંઇ થોડું લાગુ નહીં. શાહાજાદી તો રાજાનાં પગપર માથું મુકી પડી અને નવધાર આંજુ નાખી એટલાંતો દશકાં મારી રડતી હતી કે ઘણોક વખત સુધી બચારીથી બોલી શકાયુંજ નહીં. સરવે બાજુએ આંજુ અને રડાપીતજ હતી, એકગમ પીરોજ રડતી તેને જોઇ રાજાની છાતી ભરાઇ આવતી. એ બેહુનાં એ હાલ જોઇ ખોદાદાદની જુદાઇનો વીલાપ એ શાહાજાદી બેઅખતીઆરપણે જાહેર કરતી. તેમને શાંત કરવાને કે દીલાશો દેવાને કોઇ હતું નહીં વખત જતાં તેઓ પોતાની મેળે મુગા થયાં. અતે શાહાજાદીએ જુબાં ખોલી શરવે હકીકતથી એ બેઉને વાકેફ કીધા અને એટલુંજ માંગીઓં કે જેઓએ એ બચારાને આ ઈજે પુગાડયો તેમને ઘટતી શીક્ષાએ પુગાડવા. "હા બેતી" રાજા બોલ્યો, "એ ચંડાલોને હું શીક્ષાએ જરૂર પુગાડીશ. પણ એ પેહેલાં લોકને ખોદાદાદની

એ ફેજની હકીકત જાહેર પડવી જોઇએ, કે જેથી એ મારા કપુત બેતાઓને થતી શીક્ષાથી લોક ઉશકેરાઇ મારો શામે બલવો કરતાં અટકે વળી મારા બેટાનુ કાલબુદ આપણી કણે નથી તોબી તેને લાયકની કીરીયા કરવાને આપણે ચુકશું નહી." પછે વજીરને હોકમ કીધો કે એ શેહેરની બરાબર અધવચમાં એક સુંદર ખુશનુમાં જગા ખોલી કાહાડવી અને ત્યાં એક ઉમદા ઘોર બંધાવવી. એ ઘોર તમાંમ શંગેમરમરનાં પથરની થવી જોઇયે. પછે તેણે પોતાનાં મેહેલમાં એક અછા શીંગારેલા ઓરડામાં શાહાજાદીને રેહવાને ફરમાવ્યું કારણકે તેણે વગર આંચકી ખાવે એ ઓરતને પોતાનાં બેતાની ઓરત તરીકે કબુલ રાખી.

આએ તરફ વજીરે ઘણાં કારીગરો લગાડી બનતી ઉતાવલથી પેલી ઘોર તઇયાર કરાવી. તેને શીંગારવામાં શુના રૂપાંની કે બીજી કીમતી જણસની તેણે કશી બખીલાઇ વાપડી નહીં. જીઆરે સઘળું તૈયાર થયું કે રાજાએ ત્યાં નીમાંજ ભણવાને હોકમ કીધો અને પોતાનાં બેતાનાં મૈયતની તીરથ ચાલુ કરવાનો દીવશ નકી કીધો.

આ કીરીઆમાં ભાગ લેવાને શેહરના શરવે લોક એક જગાપર ભેગા થયા, તે કીરીઆ નીચે મુજબ થઈ હતી. જે જગાપર ગુંબજ ઉઠાવીઓ હતો ત્યાં રાજા પોતાના વજીર અને કારભારીઓ શાથ ગયો. હયાં તે સઘલાંઓ એક શેતરંજી બીછાવી હતી તેપર બેઠા. એ શેતરંજ તમાંમ શીહા રંગનાં રેશમની બનાવી હતી અને તેનીપર શુનેરી ફુલનાં બુટા પાડેલા હતા. એઓની આસપાસ બેવાર તમાંમ ઘોડે સવારો શીર નમાવી ફરી ગયા. એ વખતે શરવે ઠેકાંણે ચુપાચુપ થઇ ગયું હતું. પણ જીઆરે તેઓ બીજે ફેરો ફરવા આવીઆ કે તે ગુંબજનાં દરવાજા આગળ તેઓ ઉભા રહયા અને મોટે અવાજે બોલીઆ, "ઓ શાહાજાદા! હમારા નેકબખત રાજાનાં સપુત! શું આ શમશેહેરનાં તેજથી, અથવા જંગીઓનાં બળથી તારાપર વીટેલી મુશીબત હમે દુર કરી ન શકીએ? હમે તને શું તારો જીંદગી પાછી મેલવી આપવાને કદીબી પછાત પડયે? પણ શેહનશાહોનાં શેહનશાહા પરવરદેગારે જે હોકમ કીધો તેને અજલના ફેરેશત એ માનીએ કરી તને ઉઠાવી લીધો—જેથી હમો નાચાર થઇ રહયા છીએ!"

એમ બોલી તેઓ ત્યાંથી ખીશતા થયા કે લાંબી શફેદ દાહાડીવાળા એકશો બુજરગ મરદો જેઓ સઘળાં શીહા રંગના ખચરેપર સવાર થઇ આવ્યા હતા, તેમને દાખલ થવાનો રસતો આપ્યો. એ લોક હમેશાં ગુફામાં પડી રહી પોતાનો કાળ ગુજારતા હતા. અને કબુની તેઓ આ વાજતી ગાજતી દુન્યાંમાં પોતાના દરશણ દેખાડતા હતા નહીં શીવાએકે જીઆરે તેઓને પાહાદશાહી કુટંબના કોઇ જનની મૈયત સારૂ બોલાવામાં આવે ત્યારેજ તેઓ બાહાર નીકલતા હતા. એ દરેક દુરવેશી લોકનાં માથાપર એક મોટી કેતાબ ઉઠાવી લેવામાં આવી હતી તેઓએ પેલા ગુંબજની આસપાસ ત્રણ મરતએ એકબી શબ્દ કાહડયા વગર ફેરો ખાધો. પછે તે દરવાજા આગળ સરવે જણાં ઉભા રહી ગયા અને તેમાંથી એક જણ બોલીઓ, "ઓ શાહાજાદા તારે કરી હમે શું કરીયે! અગરજો એવું હોય કે બંદગી અને એબાદત થી તારી જીંદગી પાછી મલતી હોય તો આ હમારી બુજરગ પેશાની જમીન સાથ ઘસી હમારી પ્રારથણા ગુજારીએ પણ ખલકનાં ખાવીંદે તે હમારી કણેથી હમેશ સુધી છીનવી લીધો એટલે નાચાર છીએ!"

એ લોક હયાંથી ગયા કે પચાસ

નોજવાંન ખુબશુરત ઓરતો નીકળી આવી. એ સરવે જણીઓ એકેક શફેદ ઘોડાપર સવાર થઇ હતી.. તેઓનાં મોહોપર ખુરખો કાંઇ હતો નહીં તેમનાં હાથમાં શુનાની બનાવેલી તોપલી હતી જેમાં તમાંમ કીમતી હીરા માણક ભરેલાં હતા. તેણીઓ પણ પેલા ગુંબજ આગળ ત્રણ વખત ફેરો મારી બીજાઓ મીશાલે પેલી જગાપર આવી ઉભી રહી અને તેઓ માં જે ઘણીજ જવાન અને ખુબશુરત હતી તે નીચે મુજબ મીનતજારી કરી બોલી, "એક વખત રોશન ખુબસુરતી ધરાવનાર શાહાજાદા તને હમો હવે કેવી રીતે મોતના પંજામાંથી આજાદ કરી શકયે? હમારી ખુબશુરતી જો કોઇ કરાંમત કરી તને પાછો શજીવન કરે તો હમો તારી ફરમાબરદાર ગુલાંમડી થઇ રેહેવાને કસમ લેજીએ પણ અફસોસ! તુંએ આ જેહાંનની ખુબશુરતીથી ગોયા તદન ધરાઇ જઇ વધારે ખુબસુરત લોકમાં વાસ કીધો છે માટે હમારી આ કોસેસ તને કે હમોને કશાં ખપની થવાની નથી."

એ જવાન અબલાઓનાં ગયા બાદ પાદશાહ પોતે પોતાનાં દરબારી અને ઉમરાવો સાથ કીરીયામાં મશગુલ થયો અને તે ઘોરની આસપાસ ત્રણ મરતબે ફેરી ફરયા પછે નીચે મુજબ કલાપીત કરતો ઉભો, "ઓ મારા સપુત બેટા મારી ચશમનાં લાડકવાયા ચેરાગ શું મેં તને હવે ત્યારે શદાનો ખોહીયો છે.!" એમ બોલતાં તેની ચશમે ગોયા વેહેતી નદીનુ રૂપ લીધું અને તેનાં ગમીનાં આંજુએ ગોયા તે કબરને ભીનવી નાખી. તેની કલાપીત અને ગગીનીથી સરવે હાજર રહેલા દરબારીઓએ પોતાની ચશમ આંજુથી તરબોર કરી એ અતી દુખ ભરેલાં દેખાવ બંધ થયો કે 'થાનનો દરવાજો બંધ કરવામાં આવ્યો અને સરવે જણા શેહેર તરફ પાછા ફરયા. બીજે દીને વળી પાછી પ્રારથનાં અને નીમાજ ચાલુ કીધી અને નીમાજીઓથી દરેક મશીદ અને દરઘાહ ભરાઇ ગઇ. કેટલીક જગાઓપર તો એજ મુજબ આઠ દીવશ શુધી એ નમાજ ચાલુ રાખવામાં આવી- નવમે દીવશે પાહાદશાહે ઠરાવ કીધો કે તેનાં ગુનેગાર અને કરપીન છોકરાઓને બેજાંન કરવા; કારણકે ખોદાદાદ પરનાં તેઓનાં જુલમે તેઓ તરફ લોકનો તીરશકાર અને કરોધ ઉશકેરીઓ હતો અને શરવે જણા તેઓને ઘટી શીક્ષાએ પુગેલા જોવાને ખરેખરાં ઈનતેજાર હતા. તેમને બેજાન કરવાને સરવે તઇયારી કરવામાં આવી. ફાંસીના લાકડાં વતીક ઉભાં કીધાં; એવામાં એક ખલલ નડી; કારણકે તુરત ખબર મલી કે પડોશી રાજા જેઓએ હારનનાં રાજાપર ચહડાઇ કીધી હતી તેઓ પાછા બમનાં લશકર અને જોર સાથ એનાં રાજપર ચહડાઇ લેઇ આવેછે તથા તેઓ શેહેરની નજદીક આવી પુગા એવી બુમ વટીક ઉડી રહી; અલબતાં તેઓ લડાઇ કરવાની તઇયારી કરતા હતા એ હારનનાં લોકને જાણીતું હતું, તોબી તેઓ તેની દરકાર કરતા હતા નહીં પણ હવે તો ઉપલી એકાએક આવેલી ખબરથી શરવે જણ ઘણા ઘભરાતમાં પડયા અને બેવડી ગમગીની સાથ શાહાજાદા ખોદાદાદને યાદ કરવા લાગા, કારણકે એજ જોરેમંદ બાજુનાં શાહાજાદાએ એજ મુદઇઓ ઉપર આગળ જબરી ફતે મેલવી હતી અને એવી શીકશત આપી હતી કે ઘણાં વરશો સુધી તેઓથી એ શેહેર તરફ ચહડી આવવાને બનીઊં હતું નહીં એથી લોક બોલતા કે "અફશોશ કયાં ગયો તે શાહાજાદો! જે જો જીવતો હોત તો આપણ જે ઘભરાતમાં આજે આવી પડયા છીએ અને દુશમન જે એકદમ ધસારો કરી આવેઓ છે

તેની આપણને જરાબી દરકાર રેહત નહીં.” પણ રાજા પોતે લોકની માફક તદન હીંમત હારી ગયો નહીં; તેણે ધમધોકાર લશકર જમાવ કીધું તે અને દુશમન શેહરપર ચહડી આવે તેની અગાઉ તેની શામે જવાને અને લડાઈનો દસ્ત દખાડવાને તેણે પોતાની ઇજત જોઇ. જયારે ધસારો કરી આવતાં રાજાઓએ જાણ્યું કે જેની સાંમે તેઓ હથીયાર અજમાવા જાય છે તે તો શામો રણશુર સાથ આવે છે ત્યારે તેઓએ આગલ વધવું મોકુફ કરી પોતાનુ લશકર શમારવા અને ગોઠવવા મંડયું. તેઓને તૈયારી કરતાં જોઇ આ ગાજી પાહાદશાહે પણ પોતાનું લશકર થોબાડી તેને જોઇતી ગોઠવણથી તઇયાર કીધું. તેઓ હવે શાંમા શાંમા સફ ખેંચી ઉભા અને નીશાંન મલતાં વારજ હલો લાવનારા ઉપર એ બાહદુર શાહે હુંમલો ચાલુ કીધો. તેનાં દુશમનો કાંઇ વગર જોમનાં નહીં હતા. તેઓ પણ ઉશતવારીથી લડયા. બેઉ બાજુએથી લોહીની નીખો ચાલુ થઇ અને તે રોજની ફતે કોણની યારી કરશે તે જાણવું બચીત શક ભરેલું થઇ પડયું. અંતે તો એવુંજ દખાયું કે ચહડી આવનારા દુશમનો પોતાનાં લશકરની બોહોલી સંખીઆને લીધે હારનનાં શાહપર ફાવી જશે અને તે પોતે પણ ચીંતામાં આવી પડયો કે જે ઘડી જતી તેમાં તે તેમનો બંધવો થઇ પડશે પણ એટલામાં તો દુરથી એક ઘોડેસ્વાર લશકર ઘણી દોડથી આવતાં દીસ્યું અને થોડાક વારમાં એ જોરપર ચહડેલા લડવઇઆઓ આગળ આવી લાગું. આ નવા લશકરથી બેઉ બાજુએ નવું લોહી આવ્યું; તેમની હીંમત એકદમ વધી ગઇ. એ બેહુમાંથી કોઇને જરાબી ખબર નહીં કે એ લશકર કોણ અને કયાંથી આવ્યું હતું. પણ એ શોકનો શક એકદમ દુર થઇ ગયો કારણકે તેઓએ એકદમ પેલા દુશમનોનાં લશકર ઉપર હલો ચલાવીઓ અને તેમનાં ઘણાંક આદમીઓને ખુવાર કરી તેમની શંફને વીંખેરી નાખી અને તેમનો ડુંમબાલો પકડી જેઓ હાથમાં આવ્યા તેમને મારી ગરદાપેચ કરી નાખ્યા

એ સઘળો બનાવ હારનનો રાજા અજાએબી અને ધીઆંનથી જોતો હતો. તથા એ નવા લશકરનાં દરેક શીપાઇની બાહાદુરીથી વીશમય થતો હતો. કારણકે તેઓનાં આવી પુગવાથીજ તેની એક વાર થતી હારે જીતનુ રૂપ લીધું. પણ એ સઘળાંઓ કરતાં તેમનાં શરદારની ચાળાકી, બાહાદુરી અને લડવાની કળા જોઇને તે તો ગોયા હેરત અને તેનાપર ખુબરબાંનજ થઇ ગયો અને તેની હીંમતનાં વખાંણ કરતો ઉભો. એ ભાયગશાલી શરદાર કોણ હતો તેનુ નામ જાણવાને તે ઇનતેજાર થયો-તે એટલો તો અધીરો થઇ ગયો કે એકદમ તેની આગળ પોતાની એ ઇછા તરૂપટ કરવાને ગયો. પણ તેને પોતાનાં તરફ આવતો જોઇ તે ઉભો રહયો અને જયારે તે છેક નજદીક શનમુખ આવી ઉભો ત્યારે તેને જોતાંજ ઓલખીઓ કે તે તો તેનો બેટો ખોદાદાદ હતો આ જોઇ તેની અજાએબી અને ખુશીનો શું પાર હોય! તે તો હીલચાલ વગર ગોયા દવાનાં જેવો થઇ તેની આગળ ઉભો પણ ખોદાદાદે તેને કહયું, “મુરબીજી તમે આટલી અજાએબી બતાવો તેમાં અજાએબ થવા જેવું કાંઇ નથી. જે બેટાને તમે મુવેલો જાણોછ તેને તમો તમારી શનમુખ એકદમ ઉભેલો જુવો તે તમો આટલી અચરતી તથા ખુશી બતાવો તો ખુદરતથીજ છે. જો બારે હકતાલાએ તમારા આ મુદઇઓ શાંમે એક વાર કમર તંગ કરવાને નીરમાંણ કીધો

ખચીત હું આ જેહાંનમાં કદી હમણાં હોતેજ નહીં." રાજા પોકાર મારી બોલ્યો, "ઓ ઉભોછ! અરેરે મેં તો તદન આશા છોડી હતી" એમ બોલી તેને વલગી પડયો.



દુશમનોનાં લસકર ઉપર હલો ચલાવીઓ. (સફે ૮૧૨.)

મારા બેટા! હું આ શું મારી નજરે જોઉંછ? શું ખરેખર તું નવો જનમ લઇ મારી આગળ

જયારે તેના ઉભરાઇ આવેલી ખુશાલીનો જુશો નરમ પડયો ત્યારે તે વળી બોલ્યો,

"વાહાલા બેટા મને સઘલી ખબર પડીછે. તારા બીરાદરોએ તારેથી થયલા તેઓપરના હેરાનને બદલો કેવી રીતે વાલીઓછે તે મેં જાંણ્યુંછે; પણ ફીકર નહીં તારાપર ગુજરેલા શેહતમનો ખાર આવતી કાલે તેઓપર નીકલશે. ચાલો હવે આપણે મેહલ તરફ જઇએ. તારી માવતર જેને તારીપરની મુશીબતને લીધે ઘણા આંજુંનો ભોગ આપવો પડીઓછે તે મારાં દુશમનપરની મારી ફતેહની ખુશાલી શાંભલવાને હોશ ભરી હસે, પણ જીઆરે તે તુંને પોતાનાં નજરથી જોશે તો તેની ખુશાલીનો શું પાર રેહેશે, અને જીઆરે તે જાંણશે કે મારી ફતેહનો સઘલો આધાર તુંથી હતો તો તે કેટલી મગન થશે !"

નમનતાઇ, સાથ ખોદાદાદે પુછીઊં "શાહેબ, મને કેહેશો કે તે કીલાની સઘલી કેફીઅત તમોને કેમ માલમ પડી ? શું મારા બીરાદરોમાથી પોતાનાં કાંમનો પસતાવો થયો કે જેથી તેઓએ તમારી આગલ સઘલો ખુલાશો કીધો?" રાજાએ જવાબ દીધો, "નહીં બેતા, દરીઆબારની શાહાજાદીએ એ સઘલી હકીકતથી હમોને વાકેફ કીધાછે. તે હાલ આપણા મેહેલમાં રેહેછે. તે તારા ભાઇઓ સાંમેનો વાંક રજુ કરવાને અને દાદ ચાહાવાને આ તરફ આવીછે." એ સાંભલી ખોદાદાદનો હરખ વધી ગયો, કારણ કે તેણે જાંણીઉકે તેની ભલી બાયડી પાહાદશાહી મેહેલમાં તેને મલવાને તૈયાર ઉભીછે, તેથી ખુશાલી ભરેલા દીલથી બોલી ઉઠયો, "શાહેબ તારે જલદી ચાલો, મારી માતા વાત જોતી હશે, તેણીની આંજુથી ભીની થઇ રહેલી ચશમ શુકવવાને મારે જલદી જવું જોઇએ, તેમજ મારી વાહાલી શાહાજાદીને માટે પણ."

એ મુજબ સઘલા રશાલા શહીત તેઓ શેહેરમાં દાખલ થયા લોકોએ મોટા હરખ સાથ તેમને વધાવી લીધા કારણકે તેઓ દુશમનોપર ફતેહ મેલવી પાછા ફરીઆ હતા, એટલુંજ નહીં પણ જાહેર પરારથનાંથી એ પાહાદશાનું તેઓએ જુગ જુગ જીવવાનું પરવરદેગાર પાશે માંગી લીધું. મેહેલમાં જતાંને વાર તેમને પીરોજ અને શાહાજાદી જેઓ વાત જોતાં ઉભાં હતા તેઓ મલીઆ. અલબતાં તેઓ તો ફકત પાહાદશાનાં દીદાર ફરી જોવાની ઉલતમાંજ ઉભાં હતાં.

પણ જીઆરે તેમની નજર શાહાજાદા ખોદાદાદપર પડી ત્યારે તેમનાં જીગરમાં જે ખુશાલી અને હરખ ઉભરી નીકલીઓ તેનું વરણન કેમ થાએ. હમણા જે આંજુની ધાર તેમની ચશમનાં ફુવારામાંથી છુટવા માડી તે આગલી ગમગીનીનાં શીહા કતરા કરતાં જુદીજ કીશામની હતી. એ ખુશાલીનાં આજુ હતાં. એ ભેત હરખ દરસાવતી હતી. અને એ ખુશાલી એક માતાને પોતાનાં વાહાલા ફરજંદનાં ગુમથયલાં દીદાર પાછા જોવા થકી બરપા થઇ હતી. પોતાના વાહાળાંઓને મલીઆ ભેટયા તથા હરખનાં આજુંના વરસાદથી જીગરની સપાતી તર કીધા પછે ખોદાદાદે પોતે કેહેવી રીતે છુટક પાંમીઓ અને કેવા મોજેજાથી તે તેમને પાછો આવી મલીઓ તેની વીગત કહી સાંભળવી.

તેણે કહયું કે એક બુરજીગર એક ખચરપર બેશી પેલા તમબુ આગલથી જતો હતો તેણે તેને જીઆરે બેભાંન હાલતમાં અને લોહી લુવાંન થયલો જોયો ત્યારે દયા આંણી તેણે પોતાનાં ખચરપર તેને બાંધી પોતાને ઘર લઇ ગયો, તેને થયેલા તમાંમ ઘા શાફ કરી તેણે કોઇ જાતનો પાલો તેનાંપર બાંધીઓ જેથી તે થોડા દીવશમાં તદન સાહાજો થઇ ગયો. એ વીગત જણાવી તે બોલીઓ "અને જીઆરે પોતાને તદન સારી હાલતમાં જોયો ત્યારે મેં

બુરજીગરનો આભાર માનીઓ તથા મારી કણે જેબો ઝહવેરાત અને હીરા હતા તે આપી દીધા. એ પછે હું હેરાંન શેહર તરફ આવ્યો. મારગમાં ચાલતાં મને ખબર મલી કે પડોશી રાજાઓ એ શેહેરનાં માલીક અને તેનીપરજા સાંમે ચહડાઇ કરી ગયાછે તેથી તુરતને તુરત મે આસપાસનાં ગાંમડાનાં લોકને ઉશકેરીઆ અને હું પોતે કોણ હતો તે જાહેર કીધું. મારી માંગણીને સરવે જણે ટેકો આપીઓ અને ઘણાક જુવાનીઆઓને હથીઆરબંધ કરી તેમની શરદારી લઇ હું આ તરફ નીકલી આવીઓ, અને જે વખતે બેઉ લશકરો એકકને બાજી પડીઆં તે વખતે મારૂં લશકરબી આવી પુગું."

એ બીનાંથી જાંણીતા થઇ પાહાદશાહે હજારો હજાર શુખરાનાં કીધા અને બોલીઓ "ખોદાતાલાએ ખોદાદાદને સલાંમત મોકલીઓ માટે તેનો ઉપકાર માનવાને ભેગા થઇએ, તેમજ જે દગલબાજોએ એને મારી નાંખવાની તજવીજ કીધી તેમને ઘટટી શીક્ષાએ પુગાડીએ, કારણ કે જો તેમનાં હાથપર એ મારીઓ ગયો હોતતો આપણ આજે સલાંમત હયાં હોત નહીં." એ શખુનો શાંભળતાંજ આપણો શખી દલેર શાજાદો બોલી ઉડયો, "સાહેબ, અગરજો એ લોક દગલબાજ અને કરૂર જણાયા છે તોપણ તેઓ તમારાજ ખુન અને લોહીનાં છે તે વીચારમાં લેવો; વલી એઓ મારા ભાઇ કેવાએ, માટે એમનો ગુનાંહ તમારે દરગુજર કરવો એટલું હું તમારી કણે માંગી લઉછ." કેવાં શખી દીલનો શાહાજાદો! એ તેનાં બોલોથી તેનાં બાપનાં આંખમાં આંજું આવી ગયાં, તેણે તુરત લોકને ભેગા કીધા અને તેમની શનમુખ ખોદાદાદની તારીફ કરી તેનેજ પોતાનો વારેશ ઠેરાવીઓ, અને પોતાનાં પેલા ઘાટકી બેટાઓ જે બંદમાં પડેલા હતા તેમને બેદી શુધાં બોલાવી મંગાવીઆ, તેમની બેદી ખોદાદાદે તુરત કહડાવી નાંખી અને દીલોજાંણીથી તેમને બગલગીરી કરી પોતાનું વાહાલ દખાડીઊં. આ વરતણુકથી ભેગા થયલા તમાંમ લોક ખુશી થઇ ગયા અને તેની તારીફ કરવા મંડી ગયા. પેલા હકીમ જેણે દરીઆબારની શાહાજાદીને મદદ આપી હતી તેને પણ નવાજી નાંખીઓ.

એ વાત શેહરાજાદીએ એવીતો છતા અને ઢપે સુલતાંન આગલ કરી શંભલાવી કે તે ઘણો ખુશી થઇ ગયો અને જીઆરે તેણીએ કહયું કે, "આગલી વાતથી તમો નાંમદારનાં દીલમાં ગમી અને ખુશાલીના જુશાઓ જે ઉભરાઇ નીકલીઆછ તે શાંત કરવાને અને રમુજ ઉપજાવાને વાસતે "હું ગાએલો જાગી ઉઠયો" એ નાંમની વારતા તમો આગલ વરણવવાને મારૂં દીલ થાએછે માટે જો તમે તે સમજવાની ખાહેશ રાખતા હોતો હું કેહેવાને ખુશીછું." વખત થઇ જવા ઉપરથી બીજા દાહાડાપર એ વાત મુલતવી રાખી જે નીચે મુજબ હતી.

આ-





# અબુહશન ; અથવા ઉંઘાએલો જાગી ઊઠયો.

ખલીફ હરૂન અલ રશીદનાં અમલમાં બગદાદ શેહરમાં એક ઘણોજ તવંગર શોદાગર રેહતો હતો. તે એક અઘોર ઉમરની ઓરતને પરણ્યો; જેથી ફકત તેને એકજ છોકરો પેદા થયો. તેનું નામ તેણે અબુહુશન કરીને આપીઉ; તેણે તેને કેલવણી ઘણી શંભાળથી આપી. જીઆરે એ છોકરો ત્રીશ વરશની વયે પુગયો ત્યારે એ શોદાગર કબરવાસી થયો આથી તેની સઘલી દોલત અને મીલકતનો વારશો અને અખતીઆર આપણા અબુહુશનને મલીઓ. એ દોલત તે દીલથી ...નાર બાપે ઘણી કરકશર અને ધંધા પાછલ પુશકલ મેનત કરીને મેલવી હતી. આ છોકરાનાં વીચારો તેનાં બાપ કરતાં જુદાજ હતા; એટલે તેણે પોતાને મલેલી દોલતનો ઉપયોગ જુદીજ રીતે કરવાને પશંદ કીધું. એનો બાપ તેને જરૂર ઉપરાંત વધુ ખરચ સારૂં કાંઇ આપતો હતો નહીં તેથી તેની સાથના છોકરાઓ જેઓ મોજમજા ભોગવવામાં અને લખલુટ ખરચ કરવામાં કાંઇ પાછુ જોતા હતા નહીં તેમની એને ઘણી અદેખાઇ લાગતી હતી, અને તે લાભ પુરો પાડવાનો પોતાનો વખત જોઇ તેણે પોતાની દોલતનાં પરમાંણ મુજબ તેવો ખરચ રાખવાનું મન કીધું, એ કારણ થકી તેણે પોતાની દોલતનાં બે ભાગ કીધા. પોતાની અરધી દોલતમાંથી સઘલી સ્થાવર મીલકત જગા વગેરે ખરીદ કીધી, તેની આવક પણ એટલી હતી કે તે વડેજ ઘણી સારી રીતે જીંદગી ગુજારી શકાએ. એ આવક વીશે એવો ઠરાવ કીધો કે તેને કબુ હાથ



ઘણોજ તવંગર શોદાગર રેહતો હતો. (સફે ૮૧૬.)

લગાડવો નહીં. અને બીજો ભાગ જે સઘલી રોકડ પુંજી હતી તેનો ઉપયોગ ઉડાઉપણામાં રહી પોતાની આગલી બતંગીનો ખંગવાલવામાં ખરચવો એમ નકી કીધું. એ વીચાર ધીઆનમાં લઇ તેણે પોતાની ઉમર અને હાલતનાં જુવાન શખશોની દોસતી માડી. એ ગોઠીઆઓનાં મનમાં બીજુ કાંઇજ નહીં પણ પોતાનો વખત કેવી સારી રીતે અને મનપશંદ પડતી રીતે ગુજારવો એજ હતું. દરરોજ અબુહસનનાં ખરચે ખાંણા પીણાં અને રાગ રંગ ચાલતા હતા. જીભને ગમતા પકવાનો પાછલ ખરચની કશી મનાઇ હતી નહીં. શરાબ અને શરબતની કીમત તરફ નેગા રાખવામા આવી નહીં, અને ગાયણનાં રંગ ઉડાવામાં મધુર શરોદવાલી રામશગરો અને ગાયણનાં ઉશતાદ મરદોનાં શુસવરોથી પોતાનું દીવાનખાંણું ગજાવાને જે દોલતની રેલ ચાલતી હતી તેને અટકાવાને કાંઇ જરૂર જોઇ નહીં. મજામાં મહુશત થયળાં આ જુવાનીઆઓ પોતાની મોજ એથીબી બુલંદીએ ચહડેલી જોવાને ઇછતા હતા, જે કીને તેઓ આગલ ઘણી કીમતે બોલાવેલી પરીસમાંન નાજનીનો નાચતી હતી, આવી મોજ દરરોજ ચાલું હતી પણ અબુહોશનની દોલત એક વરશથી વધુ વખત એ મોજને ટેકો આપી શકી નહીં. કારણકે તેણે એજ બાખતપર ખરચવા કાહાડેલી મોટી દોલતનો છેડો તેજ વરસનાં છેડા શાથ આવી રહયો. જ્યારે તેનાંથી ખરચ પુરો થઇ નહીં શકયો અને મોજ મજા બંધ પડી ત્યારે તેનાં જાણી ગણાતા દોસતો તેને છોડી શલાંમ કરી ગયા. તે જો રસતામાં તેમને મલે તો તેઓ તેને ગોયા ઓલખતાજ ન હોએ તેમ અખાડા કરી જતા! અગરજો એતેફાકથી તે તેમને મલી જતો અને ઉભા રેહેવા કેહેતો તો કાંઇબી જાતનું બાહાનું બતાવી ત્યાંથી રંખશુદ લેતા!

અબુહોશનને એકતો પોતાની દોલત ગઇ તેનું દુખ હતું તેમાં પોતાનાં દોસતોની ઉપલી ચાલથી તો તેને ઘણું લાગું, તે ઘણોજ વીચાર અને ગમગીનીમાં ફરતો હતો; એક દીવશે તે ગમગીન ચેહેરાથી ખીજવાત દરસાવતો પોતાની માનાં ઓરડામાં ગયો. આવી હાલતમાં પોતાનાં પુત્રને જોઇ તેણીએ પુછીઉ, "કેમ બેટા શુંછે—આજ તું આટલો બદલાઇ કેમ ગયોછ? આટલો બધો નખાઇ જઇ ધીકાર અને વશવશાથી ફીકો કેમ થયોછ? અગરજો તારી સઘલી દોલત એકવાર જતી રેહે તોબી તું આટલો ફેરવાઇ ગયલો દીશે નહીં. મને ખબર છે કે તું કેટલુંક થયું ઘણોજ લખલુત ખરચ અને ઉદાઉપણે રેહતો હતો, અને મને અણુંમાંન જાએછ કે તુંએ તારી તે સઘલી દોલત ખરચી નાંખી હશે; પણ તોબી હજુર તારી મીલકત એમની એમછે. મે તને તારા ઉદાઉપણાથી હાથ ઉઠાવાને સમજાવીઓ નહીં તેનું કારણ એજ કે તુંએ આગમચથી દાહાપણ વાપડી તારી દોલતના બે ભાગ કરી એક ભાગ કાએમ રાખી બાકીનો ઉડાવી દીધો. તેથી તને હું કહુંછકે તને આટલો બધો બલાપો, અને ગમગીની કરવી શાને વાસતે જોઇએ?"

આથી તેનાં દીલમાં લાગું અને રડી પડયો, તે બોલીઓ, "અરે મા હું હવે શમજીઓ કે દલીદરતા કેવી નહીં શહણ થાએ એવીછે. જેમ અસ્ત પાંમતો સુરજ રોશનીને ખુચી લેછેતેમ દલીદરતા માંણસની ખુશાલીને ખુચી લેછે, આપણી પડતી આગલ તે આપણને જેમ ગુમરાહા બનાવેછે તેમજ પડતી પાછલ આપણો એક બીજાથી મો છુપાવાને અને રાત દીન આંજું વરસાવવાને તે ગોયા તજવીજ કરેછે. તુકમાં એક વીપતીમાં પડેલાં આદમી ઉપર તેના જાંણી જેવા દીશતા દોશતો અને સઘાવાહાલાંઓ

એક પારકા તરીકે નજર નાંખેછે. મા તને ખબરછે કે મેં મારા મીત્રોને એક વરસ શુધી કેવી રીતે ચાહાયાં, તેમને ખવાડવા પીવાડવા પાછલ મે મારી સઘલી દોલત ધુલ કીધી, પણ જીઆરે હવે તેઓએ જોયું કે હું લુખો થઇ ગયો ત્યારે તેઓ બેશરમ થઇ મને છોડી જતા રહ્યા. હું ખોદાનો કેટલો ઉપકારીછું કે મને મારી મીલકત શંબંધી મે કીધેલા ઠેરાવ ઉપર મને મુશ્તકીમ રાખીઓ, અને તે મારી દોલત બાકી રહી. હવે મારી એ બાકી રહેલી દોલતનો કેવી રીતે ઉપયોગ કરવો તે હું શમજુંછ, પણ એ પેહેલા હજીર હું તે મારા કેહેવાતા દોસ્તોને કશોતીપર મુકી જોઉ, અને જોઉછકે હજુર તેઓ કેટલી બે મરવતાઇ દેખાડેછે. એકક પછે હું દરેકને ઘર જાઉ, અને તેમને જણાઉ કે તેમને ખાતર હું કેટલો ખુવાર થયો, અને મારો છુટક થાએ તે ખાતર તેઓ કણે કાંઇબી પઇશાની રકમ માંગું, અને જોઉ કે તેઓનાં દીલમાં મરવતના આબનો શેહેજબી ભીનાંસ છેકે નહીં."

તેની મા બોલી, "બેટા અબુહોશન તને આ તારા વીચારથી પાછો ફેરવવાનાં કોઇબી હેતું વગર તને હું પેહેલાથીજ કહુંછ કે તું તારી આશામા ઠગાશે. મારૂં તું માનતો હોએતો સમજ કે તારી મીલકત શીવાએ કોઇ તને મદદ કરવાનું નથી. હું જોઉછ કે તુંને મારૂં બોલવું દીલથી લાગતું નથી પણ તુંને જણાશે કે જે ...ન શખસો દોસતને નાંમે ઓલખાએછ તેઓ કાંમ પડવેજ કેવાછે તે જણાઇ આવેછે; અને ખોદા પાસે એટલુંજ માગી લઉછકે તુંને હું ધારૂછ તેવીજ રીતે એ મતલબી દોસ્તો પોતાની ખરી ચાલ દેખાડી ખાત્રી કરી આપે"

"મા તું કેહેછ તે સઘલું ખરૂંછે, મારા ધીઆનમાં તે ઉતરેછે, પણ મને જે શાથ લાગતું વલગતું છે તે સંબંધી ખરી બીનાં જાંણવાને અને મારી ખાત્રી કરવાને મે ધારવેલો ઉપાય વધારે મને જરૂરનો દીશેછે, કારણકે તેમ થવાથી મને અનુભવ મલશે કે નગુંનાપણુ અને નીચ દીઆનત કેટલી હદ શુધી તેઓ દેખાડેછે."

હવે તે પોતાનાં મીત્રો પાશે ગયો, અને તેમની આગલ પોતાની હાલત જણાવી તેમની મદદની તેને કેટલી ગરજ હતી તે કહી. જે પઇશા તેઓ તેને ધીરે તેનું લખત કરી આપવાને તેણે કબુલ કીધુ અને તેમનાં પઇશા પાછા આપવાને તેઓ માંગે તેવી કબુલાત આપવાને કહયું, વલી તેમને જણાવાને તે ચુકયો નહીં તેની આવી હાલત જે થઇ પડી તે તેણે તેમને ખાતર જે ખરચ કીધો તેને લીધે હતી. વલી તેણે તેમને લાલચ વતીક દેખાડી કે જેવું તેનું કાંમ સઘલું હાર પડશે કે આગલ માફકજ તેમની શાથ તે મોજમજામાં ગુતાશે, કારણ કે આ ગરજ તેને થોડા વખતને સારૂંજ હતી. આ તેની સઘલી સમજાવત રદ ગઇ. એકાદ દોસતબી પીગલીઓ નહીં, એટલુંજ નહીં પણ કેટલાકોએ તો તેને છડે ચોક મોહોડાંપર કહયું કે તેઓ તેને મુદલ ઓલખતાજ નથી!

તે ઘણાજ ખીજવાત અને ધીકાર શાથ પોતાને ઘર પાછો ફરીઓ, અને પોતાની મા આગલ જઈ બોલીઓ, "અરે, મા તુંએ કહયું તેજ ખરૂંછે. એમાંના કોઇનેબી મે મારો મીત્ર જોયો નહીં પણ દરેકને લુચો, દગલબાજ અને બે મરવત આદમી તરીકે પીછાનીઓ. મારી દોસતીને તેઓ કદી લાએક થનાર નથી, આજથી તે લોકને હું ધીકારી કાહાડુંછ અને વચન આપુંછકે ફરીથી હું તેમનું મોહોડુંબી નહીં જોઇશ," એ પછે તે ઘણી સંભાલ અને જોઇતી કરકસરથી

રેહેવા લાગો અને મજબુત શોગંદ ખાધા કે કોઇ કાલેબી તે જીવતો હોએ ત્યાંશુધી કોઇ બગદાદનાં રેહેવાશીને ખાણાપર જમવા તેડવો નહીં. અને જે ખુણામાં એક મોટી પેટી મુકી તેણે પોતાની મીલકતનું ભાડું એકઠું કીધું હતું તે બાહાર ખેંચી કાહાડી, પોતાનાં ઓરડામાં મુકી અને ઠેરાવ કીધો કે બગદાદનાં વતની શીવાએ બગદાદ શેહેરમાં આવતા પરદેશીમાનો એક, જે તેની શાથ એક રાત જમી શાહવાર પડતાં જતો રેહેવાની કબુલાત આપે તેનેજ રોજે સાથે જમાડવો.

આ ઠેરાવ પરમાંણે દરરોજ શાહવાર પડતાં જેબી અગતનું કાંમકાજ હોએ તે કરી રાખતો અને શાહાંજ પડતાંજ બગદાદના પુલ આગલ જઇ બેશતો અને જે પરદેશી નમીને ચાલી જતાં તેની નજરે પડતો તેને બોલાવી પોતાની શરત અને ઠેરાવ તેને કેહેતો, અને પોતાને ત્યાં રાતે જમવાનું તેમજ શાહવાર શુધી રેહેવાનું યજન કરતો; પછે તેને પોતાને ઘર લઇ જતો જે ખાવા પીવાનું કરતો તે ઘણું ઊંચી કીશમનું નહીં પણ શાધારણ વેહેવારૂં અને ભરપેતે હતું, તથા શરાબ પણ ચાલું કીશમનો હતો. જે આખી રાત જવાબ દે એટલો રાખતો હતો. એ નવા આવતા પરોણાની શાથ કાંઇબી ઘરબાર અને રાજદવારી વાતચીત કરવાને બદલે બીજી મન પશંદ હુંઇતહીની વાતો કરતો હતો. પોતે જાતે ખુશ અને હશમુખાં મીજાજનો હતો તથા દરેક બાબદમાં ઘટટી અને જોઇતી કાબેલીઅતથી વાકેફ હતો તેથી ગમે એવા શોકાતુર આદમીનેબી હશાવી મોકલતો હતો, જેબી પરોણો સહવારનાં પોહોરમા રખશુદ લઇ જતો તેને તે નીચે મુજબ શખુનો બોલતો, "ખોદા તમારેથી કોઇબી જાતની ગમગીની દુર કરો, જયાંબી જાઓ ત્યાં ખુશ ખુશાલ રેહો; મે તમોને યજન કરતી વેલાએજ મારા ઠેરાવથી વાકેફ કીધાછ અને તમોને જતી વેલા જો હું કહું કે તમો કદી મારી શાથ હયાં અથવા કેઠેબી જમતાં અથવા શરાબ પીતા નાં તો તેથી તમો તમારા દીલમાં માઠું લાવતા ના, કારણકે એમ કરવાનું ખાશ કારણ મનેછે; હવે તમે શુખે શીધારો."

અબુહોશન પોતાનાં ઠેરાવ મુજબ બરાબર ચાલતો હતો, અને જે પરદેશી તેની શાથ જમી ગયલો તેને પાછો મલતો તો જાણે તેને તે ઓલખતોજ નહીં હોએ તેમ ચાલી જતો. એ મુજબ તે ઘણા લાંમબા વખત શુધી ચાલીઓ. એક દીવશે તે પોતાના રાબેતા મુજબ શેહેરમાં દાખલ થવાનાં પુલ આગલ બેઠો હતો. શાંજનો વખત થવા આગીઓ હતો. એવામાં તદન છુપા લેબાશમાં ખલીફ હારૂન અલરશીદ તે રશતે પસાર થયો, તેણે એવી રીતે વેશ બદલી નાંખીઓ હતો કે તેને ઓલખી કાહાડવો તદન કઠણ હતું. હવે જોકે એ હાકેમ પોતાના વજીર ઉમરાવો અને કાજી કોતવાલો જેઓને પોતાના રાજની શંભાલ કીજે રોકેલા હતા અને, તેઓ તરફથી તે સઘલા ખેર આફીઅત પુછી વાકેફ થતો હતો તોપાણ પોપોતાની પરજા કેવી હાલતમાંછે તે તપાસવાને જાતે જુદે જુદે વેશે, વખતે અને જગાએ ફરતો હતો. આ વેલા તેણે મોશલનાં શોદાગરનો ભેધારણ કીધો હતો. એની પાછલ એક જબરો ખાવનો શીહા ચાંમડીનો ગુલાંમ ચાલતો હતો. અલબતાં ખલીફ આ વેશમાં ઘણો આબરૂદાર શખશ હોએ તેવો જણાતો હતો તેથી અબુહશન તેને એક સોદાગર સમજી તેની આગલ ગયો અને મહલાજાથી નેને શલાંમ કરી બોલીઓ, "સાહેબ તમોને અતરે પધારેલા જોઈ

હું તમને મુબારકબાદી આપુંછું, અને તમારી કણે એટલું માગી લેઉછ કે તમોએ મેહેરબાંણી કરી આજની રાત મારી સાથ જમવું અને રાત મારા ઘરમાંજ વીશામો લઇ શહવારે પધારવું.” પછે પોતે કેવી શરતે દરેક નવા પરદેશીને જમવા તેડતો હતો તે કહી તે શરત મુજબ ચાલવાને તેને પણ એલતેમાશ કીધી. ખલીફને આ ચાલથી ઘણું એચંબા જેવું લાગું, અને અબુહશનને આ રીત પકડવાનું કારણ જાંણવા સારૂં તેણે તેનું યમનતર કબુલ કીધું. હવે અબુહશનને તેન પોતાને ઘર તેડી જવાનુંજ બાકી રહયું હતું.

અબુહોશનને તો મુદલ ખબર નહીંજ હતી કે જે ધણીને તે પોતાને ઘર લઈ આવીઓ તે બગદાદ સેહેરનો મુરબી પોતે હતો, તેથી તેને પોતાનો બરોબરીઓ 'ગી બીજાઓ માફક તેનીબી પરોણાઘત કીધી,

પોતાના દીવાનખાણામાં લઇ ગયો અને આબરૂ આપી એક શુંદર કોચ ઉપર બેશાડયો. ખાણું તૈયાર થયું. શુફરો બીછાવીઓ, અને અબુની મા જે બબરચીખાંણામાં તકેદારી રાખતી હતી તેણે ત્રણ વાણી શુપરાપર મુકવા મોકલી, વાંણી ઘણી શાદી હતી લેકીન તે પકાવામાં તારીફ હતી.



હું તમને મુબારકબાદી આપુંછું. (પેજ ૮૨૦)

એક જણાએ બેશી પોતાની ભુખ પરમાંણે ખાધું, અને શેહેરનાં રવઇયા મુજબ ખાતાં ખાતાં તેઓ એક શબદબી બોલીઆ નહીં. જમી રહયા કે ખલીફનાં ગુલાંમે આવી તેમનાં હાથ ધોવાડયા. અબુની મા એ શુફરો શાફ કરી મોહોડું સમારવાને મખવાશ તેમજ જાત જાતનાં ફલ અને મેવો લાવી મુકયો એટલામાં તો રાત ચહડવા માંડી અને શીહા થવા લાગું કે તુરત મોમબતી સલગાવી રોશની કીધી અને અબુએ પોતાની મા ને પેલા ગુલાંમની મેમાનદારી કરવા ફરમાવી શરાબની શીશેહી ધરી બોલીઓ, “ સાહેબ, તમોને રોશન તો હશે કે મરગો કદી મરગીને બોલાવીઆ વીનાં પેહેલાં ખાતો નથી; અને હું તમોને મારો દાખલો પકડવાને અરજ કરૂંછું. તમારા મનમાં તમો શરાબ વીશે શું ધારતા હશો તે હું જાંણતો નથી; પણ મને પુછોતો મારૂં તો એવુ મતછે કે જે શખશ શરાબ ચાહાતો નહીં હોયતે કાંઈ દાહાપણ કરતો નથી, અને જે શખસો શુશત દલગીરીમાં દાહાપણ શમજતા હોએ તેમને તેમના મારગે રેહેવા દઇ આપણે આપણી મજા ભોગવીએ કે જે મજા ફકત શરાબની ભરપુર જાંમથીજ મલી શકેછે.”

અબુહોશનને પીતો જોઇ ખલીફ પોતાને શારૂ

મુકેલી જાંમ ઉઠાવી કહ્યું. "હું તમોને એક ઇમાનદાર આદમી તરીકે જોઉછું, તમારો ખુશ મીજાજ મને ઘણો પશંદછે; અને તમોને અરજ કરૂંછકે તમોજ મારી જામબી ભરશો." અબુહોશન તુરત પોતાની જાંમનો શરાબ પી ગયો અને ખલીફની જાંમ ભરી બોલીઓ, "લેઓ સાહેબ, આ શરાબ તમે ચાખી જુવો. એ મારી ખાત્રીનોછે." ખલીફ હશીને બોલીઓ, "બેશક મને એમજ કેવામાં આવીઉછ અને શઉથી શરસ શુંછે તે સોધી કાહાડતા તમોને આવડેછ." એમ કહી તેણે પીવા માડયું. જે અરશામાં અબુ બોલી ઉઠયો. "જે કોઇબી તમારા મોહો તરફ નેગા કરે તેને તુરત જણાયા વગર રહે નહીં કે તમોએ દુનીઆં શારી રીતે જોઇછે, અને જીંદગી કેમ સારી રીતે ગુજરે તેની આવડ તમોનેછે." પછે એક અરેબી કવેત બોલીઓ, "મારૂં ઘર તમોને પોતાનાં મંડલ વચે જોતાં કેવી પોતાની ખુશાલી જાહેર કરે અને પોતાને શુખ થયલું વીચારે, અને તમારા પગપર પડી તે બોલે કે, તમો જેવા ગુણવંતા આદમીનાં મેલાપથી અને ગૃશથને છાજે એવા નરમાસનાં શીંગાર પામેલા નરની દોસતીથી મને માન મલેલું જોઈ હું કેહેવું ખુશાલ થયુંછું."

ખલીફને ટોલતપા બહું ભાવતા હતા, તેથી હશાનનાં આ બોલવાથી તેને ઘણી રમુજ મલી અને તાલમેલ કરી વધારે ને વધારે શરાબ પાતો ગયો કે તેની લેહેરમાં તે હશનથી કાંઇ વધુ ખુલાસો મેલવી શકે, તેણે તેનું નાંમ પુછી લીધું, તેનું કામકાજ પુછયું અને તે કેવી પરકારે જીંદગી ગુજારેછે તેથી વાકેફ થયો. સઘલા શવાલોનાં જવાબમાં હશાને કહયું, "સાહેબ મારૂં નાંમ અબુહશનછે, મારો બાપ બગદાદ સેહેરનો એક સોદાગર હતો તે મરણ પાંમીઓછ તે જો, કે ઘણોજ દોલતમંદ તો નહીં હતો તોબી તે શુખચેનથી રેહેતો હતો. જીઆરે તે મરી ગયો ત્યારે મારે માંટે એટલી પુંજી મુકી ગયો કે મને ઝાઝા ધંધાની જરૂર રહી નહીં, પણ તે મને આપવા લેવામાં ઘણાં કઠણ હાથનો હતો. અને જીઆરે તે શ્વરગવાસી થયાં ત્યારે મે આગલ ખમેલી બતંગીનો પુરેપુરો બદલો મેલવી મોજ મજાનો રશ ચાખવાનો ઠેરાવ કીધો, તોપણ બીજા જુવાનીઆઓ એવી વેલા જે રસતો લેછે તેમ ન લેતાં મે મારા ઠેરાવમાં ડાહાપણ વાપડીઉ. કારણકે બીજાઓ દોલત મલતાં આગલ પાછલનો વીચાર કરતનથી અને છેક દલીદરતા તલે ચુરાઇ જાએ ત્યાં શુધી બેભાંન રહી પોતાની દોલત ગુમાવેછે. એવી કોઇ મુશીબતથી અલગ રેહેવાનાં હેતુથી મે મને મલેલી દોલતનાં બે ભાગ કીધા; એક ભાગમાં તમાંમ મીલકત અને જાગીર રાખી અને બીજા ભાગમાં રોકડા પઇશા રાખ્યા, અને ઠેરાવ કીધો કે જાગીર અને મીલકતની જે ઉપજ આવે તેને કબુ હાથ ની લગાડવો નહીં. એ પછે મારી જેવી ઉમરનાં જવાંનીઆઓ શાથ દોસતી માંડી, અને તેઓ શાથ મોજમજામાં ચકચુર બની રહયો. પણ એ ઘણા દીવસ ચાલ્યું નહીં, કારણ કે વરસ પુરૂ થતાં તો મારી તીજોરીનું તલીઉ આવીઉ, એવું જાંણતાંજ મારી શાથ શુફરાપર હાથ મારનારા અને મારી દોલતપર મોજ ભોગવનારા


આ શરાબ તમે ચાખી જુવો. (અંક ૮૨૧.)

મારા મીત્રો મારીથી દુર થતા ગયા. એ છતાં પણ તેઓ કેટલા વફાદાર મીત્રો હતા તે જાંણવાને મે દરેક જણ કણે જઈ મારી હાલત જણાવી તેમની મદદ માંગી, પણ એ નાંણી દોસતોમાંથી એકાદેખી મદદ તો શું પણ દીલાશાનાં શખુન વટીક કેહેવાની બખીલાઇ બતાવી. એવું જોઇ મે તેમની મીત્રાચારીપર શદાનો છેકો મારયો, અને સેવટે એવા ઠેરાવપર આવી ઓ કે જે આવક મારી ચાલુંછે તેનાં પરમાંણ પરમાંણેજ મારો ખરચ રાખવો, અને આ સેહેરમાં દરરોજ પરદેશી આવનારાઓમાં જે પેહેલો આવે તેને તમોને જે શરત કહી તે શરતે મારે ત્યાં મેમાંન દાખલ એકજ રાત લઈ જવો તથા જમાડવો. હવે બીજી વીગતનો તમે પોતે અનુભવ મેલવીઓછે તે કેહવાને હું જરૂર જોતો નથી, તોબી આટલું તો મારે કબુલ કરવું જોઇએ કે તમો જેવા એક સોદાગર પરદેશી શાથ મને પીછાંન થવાથી હું ખરેખરો મગન થયોછું અને હું પોતાને ખરો ભાયગશાલી શમજુંછું."

આ વારતા શાંભલી ખલીફ ઘણો ખુશી થઇ ગયો અને બોલીઓ કે "સાહેબ તમે જે ઠેરાવ પર આવીઆ તે વીશે હું જેટલી તારીફ કરૂં તેટલી થોડીછે. એ રીત પકડવામાં તમે ખરૂં દાહાપણ બતાવીઉછે, કારણ કે તમારી ઉમરનાં જવાન સખસોથી જે બનવું ઘણું મુશકેલ તે બનાવી શકયાછો, અને મકમપણે તમે કીધેલા ઠેરાવને વલગી રહી તે મુજબ અમલ કરોછો એ તમારી મનની મજબુતાઇ વીશે ખચીત તારીફ ભરેઓ વીચાર બેસાડેછે. જે રસતેથી તમે પાછા ફરીઆછો તે રસતો ખરેખર તમોને સતીઆનાસીના ડરાંમણા દહરાંમાં ઝોકાવાનો હતો તે છોડી દઇ તમારી રોકડ પુંજીનો નાશ થયલો જોઈ તમે વેલાસર ચેટવણી લીધી તથા બાકી રહેલી પુંજી સાચવી રાખી તમારી પાછલની હાલત શંભાલી લીધી એ સરવેની જેટલી તારીફ કરીએ એટલી થોડીછે. ખરેખર બેખબર જુવાનીઆઓને લાએકછે કે તમારી ચાલ શીખી તેપર અમલ કરે. વલી તમોએ બીજો પોતાને એક મોટો ફાયદાએ કીધોછ કે તમો દરરોજ નવા આદમી શાથ પીછાંનમાં આવોછો, તેમની શાંથ છુટથી વાતચીત કરી તમે ઘણું ગ્નાંણ હાંશલ કરોછો. તમારી વાતચીતથી તેમને રાજી કરોછો જેથી કરીને તેઓ તમારી આ શેહરમાંજ તારીફ કરી રેહેતા નથી પણ પોતાના વતન જઈ તમારી તારીફનો પમરાત પોતાનાં ઓલખીતા પારખીતા આગલ પાઠરેછે. પણ સાહેબ હવે વાતચીતમાં આપણે ઘણો વખત કાહાડી નાખીઓ તથા શરાબ જયાંનો ત્યાં રહી ગયો."

એ પરમાંણે બેઉ જણા વાત કરતાં શરાબ પીતા ગયા. સેવટે ખલીફ મુશાફરીની રંજથી ઠાકી ગયો હોએ એવું દેખાડી બોલીઓ કે તેને આરાએશની જરૂરછે. "પણ તે પેહેલા" તે બોલીયો, "મારે જણાવવું જોઇએ કે શહવાર પડતાં જે વખતે હું ચાલીઓ જાઉં અને તમો મીઠી નીંદમાં લપતાએલા હો તેમાંથી ઉઠાડી તમોને આજુરદે કરૂં તે કરતાં હમણાજ હું જણાઉ કે તમારી આગતા સવાગતાથી હું તમારો કેટલો બધો હેશાંનમંદ થયોછું અને તેની કદર મારા દીલમાં કેવી તહરેથી બરપા થઇ રહીછે, એ સઘળાનો પાડ હું કેવી રીતે વાલી શકીશ તે મને શમજ પડતી નથી. માટે હું તમારી કણે માહા ઓજરખવાઇથી માંગી લેઉછ કે તમે મને જણાવો કે મારે શું કરવું જોઇએ કે જેથી તમે કીધેલા ઉદાર દીલનાં હેશાંનનો કાંઇબી શેહજ બદલો વાલવાને હું સાંમર-

થવાંન થાઉ, કારણ કે કોઇથી થયલા હેશાંનનો પાડ માંનીઆ વનાં હું જાઉ એ મારા નીયમથી ઉલટું છે અને માનુંછકે તમો જેવાં આદમીને કાંઇ કાંમ, કોઇ ખાહેશ, અથવા કોઇ જાતની ઇછાતો હોવીજ જોઇએ, તેટલા માટે તમો બેલાશક ખુલા દીલથી મને જણાવો, અને જોકે હું તો એક સોદાગરછું તોબી તે તમારૂં કાંમ, ઇછા અથવા ખાહેશ મારીથી બનશે તેમઅથવા મારા કોઈ મીત્રની મદદ લઇબજા લાવીશ."

આ ભોળો અબુહોશન એ ખલીફને તો એક સોદાગરજ શમજતો હતો તેથી તે બોલીઓ, "સાહેબ, તમે આજે સઘલું કહોછો તે તમારી લાયકી અને ખરૂં મોટું દીલ દેખાડોછે પણ એક ઇમાનદાર આદમીનાં વચનથી હું જણાઉછ કે ખોદાની મેહેરથી મને કોઇ પરકારની ઇછા, ખાએશ અથવા કાંમ નથી. મેં તમોને આગમચથીજ જણાવીઉછ કે મારા દીલમાં કોઇ જાતનો લોભ નથી અને મારી હાલની હાલતથી હું તદન શંતોશી થઇ રહયો છું, માટે તમોએ કીધેલી માગણી સારૂ તથા મુજ જેવા એક કમતરીનનાં શુકરાપર બેશી મને માન આપીઉ તે ઠકી હું તમારો મોટો આભાર માંનુંછું. પણ તોબી મને એક વાત જણાવીઆ વીનાં ચાલતી નથી કે એક બાબદથી હું ઘણોજ કંતાલી ગયોછું તોબી મને તેથી મારી નીરાંતીમાં ખલલ થયલી નથી. સાહેબ તમે જુવો કે બગદાદ શેહેરનાં ઘણાક જીલા કીધાછે અને દરેક તે જીલામાં એક મશીદ આવેલીછે અને તે ભાગમાં લોકની ઉપર એક ઇમાંમ ઠેરવેલોછે જે નીમાજને વખતે લોક શાથ મશીદમાં શાંમેલ રહી નીમાંજ ભણાવેછે. પણ જે ભાગમાં હું રહુંછું તે ભાગનો ઇમાંમ કોઇ ખરેખર કરૂર ખવાશનો અને ધાટકી દીલનો આદમીછે;એટલુંજ નહીં પણ તે ખરેખર કોઇ ઠગારોછે! એનીજ શીકલ અને ખવાસનાં બીજા ચાર બુઢા આદમીઓ એની પડોશમાં રેહેછે તેઓ સઘલા એ ઇમાંમને ત્યાં સાથે મલેછે. હયાં બેશી તેઓ મારે વીશે તહરેવાર અફવા, નાલેશી અને બદગોઇ ગાંમમાં ફેલાવેછે અને આખા જીલામાં શહલા શંપજનો ભંગ થાએ એવી રીત પકડી બેઠાછે. કેટલાકોને તે દબરાવેછે, બીજાઓને તેઓ ધમકી આપેછે અને ટુકમાં બોલુંતો તેઓ માલેતોજાર થઇ પોતાનાં ફાંતામાં આવે એવો અમલ ચલાવેછે. તો જો કે તેઓ પોતાના જુશાને કેમ તાબે રાખવો તે જાંણતાં નથી, અને ખચીત તેઓ કુરાંન શીવાએ બોજી દરેક બાબદમાં વચે આવેછે અને સઘલી ખલગતને પરેશાન કરેછે."

એ શાંભલી ખલીફે જવાબ દીધો, "ત્યારે તમો ચાહોછ કે એવી હાલતનો એકદમ અટકાવ થવો જોઇએ?" અબુહોશન બોલીઓ, "હા શાહેબ તમે બરાબર તરક બાંધી અને એટલુંજ ચાહુંછ કે પરવરદેગાર આપણા નામીચા ખલીફ હરૂન અલ રશીદને બદલે એકજ દીવશ મને બગદાદ શેહરની હકુમત બખશે!" ખલીફે પુછયું "અગર ધારો કે તમે ખલીફ થયા તો પછી શું કરવા ધારોછો?"

"ત્યારે તો એ ચંદાલોને એવો શવાદ દેખાડું કે સઘલા નેક આદમીઓ તેથી ખુશી થાએ. પેલા ચાર બુધાઓને શો શો ઝેરબ ઝરબથી અને પેલા ઇમાંમને ચારશો તેવાજ જરબથી હલકો કરાવી નાખું કે જેથી કરી તેઓ ચાંણક ધરે અને પોતાના નીરદોશ પડોશીઓને સતાવાનું માડી વાલે."

આ વીચારો શાંભલી ખલીફ ઘણો ખુશી થઇ ગયો અને કોઇબી શાહાશકાંમ થયલું જોવાને તે શદા ખુશી હતો તેથી તેણે આનો

એક અખતરો અજમાવી જોવાને ઠેરાવ કીધો. તે બોલીઓ, "સાહેબ તમારી ખાહેશ મુજબ થયલું જોવાને હું પણ ખુશીછું, કારણ કે એ ખાહેશ કાંઇબી મતલબ રાખીઆ વીનાં એક સ્વછ દીલમાંથી નીકલેલીછે અને તે ફકત ઉપર કહેલા ઠગારાઓને શીક્ષા કરી અશીલ લોકને શુખ ચેનથી રેહેવા દેવામાંછે; હું ઇછુછ કે તમારી એ ખાહેશ ફલદરૂપ થાએ; અને મારી ધારણા પરમાંણે એ કાંમ બનવું મુશકેલ નથી, કારણકે ખલીફની ખાત્રી કરવામાં આવે કે તમારી મતલબ તદન બીજા કાંઇબી લોભ વનાની અને તદન સ્વછ પરગજુ અને પરમાથી દીલમાંથી નીકલેલીછે તો તે પોતાની સાહેબી ચોવીશ કલાક શુધી તમારા હાથમાં આપવાની કશી આંણાકાણી કરશે નહીં. અને જોકે હું હયાં એક પરદેશીછું તોબી આ કાંમ હાર લાવવાને મારી થોડી ઘણી મદદ આપી શકીશ." અબુહુશન એ સાંભલી બોલ્યો, "ખચીત તમે મારી બેવકુફીપર હશોછો, તેમજ નામદાર ખલીફ પણ આ મારા તકલીદ હવાઇ વીચારો સાંભલી હશશે; પણ તોબી આટલું તો થશે કે એ વાત તેનાં કાંનપર આવવાથી તે પેલા ઇમાંમ અને તેનાં મલતીઆને શીક્ષા કરવા વીનાં ચુકશે નહીં."

ખલીફ બોલીઓ, "ઓ બોદા માફ કરે! તારી ખરાં એકીનથી મેહમાંનદારી કીધી તેની હું મશકેરી કરૂં એ કેમ બને! અગરજો હુ હયાં એક બેગાંનો આદમીછું તોપણ મારી પુરી ખાત્રીછે કે ખલીફ પણ તમારી એ વાત ધ્યાંન પર લઇ તમારી આરજુ પુરી પાડશે; પણ ચાલો એ વાત પડતી નાખો કારણ કે મધરાત થવા આવીછે; આપણે શુવા જઇએ." અબુહુશને કહયું, "હા ચાલો તમોને અડચણ કરવા હું ચાહાતો નથી. પણ થોડો શરાબ રહી ગયોછે તે પુરો કરા દેજીએ તો સારૂં. પણ હું એટલું ચાહુંછ કે શહવારે તમે જીઆરે હયાંથી રખશુદ લેઓ તારે જો હું શુતેલો હોઉ તો મેહેરબાંણી કરી બારણું ધાંકી જજો." ખલીફે વચન આપીઉ, પછે પેલી બાતલીમાંથી બે જાંમ શરાબની ભરી અને પોતાને સારૂ રાખી બીજી અબુહુશનને જે આપી તેમાં તે ન જોએ તેમ કોઇ કેફી જણસનો ભુકો નાખ્યો, અને પછે તેને આપતાં તે બોલીઓ, "આખી રાત તમે મારી જાંમ ભરવાની તશદી લીધી તો આ છેલી વખત તે ભરવાની મે ઉલત લીધી તે માફ કરજો, અને મારે ખાતર એ જાંમનો કતરે કતરો નોશ કરી જાઓ."

અબુહોશને પોતાના મેહમાંનને દરેક રીતે ખુશી શખવાનો ઇરાદો શખેલો હતો તેથી તે જાંમ લઇ તુરત વગર જોવે પોતાનાં ગલાંમાં રેડી દીધી, અને જરા વખતમાં પેલી દવાની અશાર તેને લાગવા માંડી જેથી તે લોડપોઠ થઇ પડયો. તેની આ હાલત જોઇ ખલીફ હશ્યો. પછે પોતાનો જે નફર બાહાર તેનો હોકમ બજાવાને તૈયાર ઉભો હતો તેન બોલાવી અબુહોશનને ત્યાંથી ઉઠાવી પોતાની શાથ ચાલવાને કહયું પેલા નફરે તેને ઊંચકી લીધો. અને કયાં ઘરમાંથી તેને લઈ જવામાં આવેછે તે ઘરની પકી નીશાની તેણે શખી, પછે ખલીફની પાછલ અબુને ઊંચકી લઇને ચાલ્યો. ખલીફે અબુએ જણાવીઉ હતું તેમ તેનું બારણું બંધ કીધું નહીં, અને પોતાના મેહલમાં છુપે રશતે ગયો, પોતાનાં ઓરડામાં દાખલ થઇ ત્યાં હાજર રેહલાઓને હોકમ કીધો કે અબુનાં અંગપરથી કપડાં ઉતારી લઇ પોતાનાં ખાશ બીછાનાપર શુવાડવો તેમ થવા બાદ ખલીફે

પોતાનાં સરવે નોકરો, દરબારી અને જનાનાની બાનુંઓને બોલાવી મંગાવી તેમને કહયું કે "જે લોકોને કાલે મને મલવા આવવું હોએ અથવા જેઓને મારી સાથ કાંમ હોએ તેઓ સઘલાને હોકમ કરૂંછકે આ ધણી જે સુતેલોછે તેને મારા દાખલ ગણી મને જે માન અને આબરૂથી વરતવામાં આવેછે તેમ એની શાથ ચાલવું, અને સહવારનાં પોહોરમાં એની ખીદમતમાં હાજર રેહેવું, તથા જેબી હોકમ ફરમાવે તે સઘલા ઉચકી લઇ તેનાં ફરમાવી- આ મુજબ તે હોકમ બજા લાવવા. તે જેબી માંગે તે કોઇએ કદી ના પાડવું નહીં; અને ખુદ ખલીફ પોતે હોએ તેમ તેને આદરમાંનથી બોલાવવો, તુકમાં એટલુંજ જણાઉછ કે એ તમારો ખરો ખલીફ હોએ તેજ માફક તેને ગણી તેની સાથ વરતવું."

સરવે જણા જે ત્યાં હાજર હતાં તેઓ ખલીફની મતલબ શમજી ગયાં કે ખલીફ જરા મજા કરવાનું કીધુંછે તેથી તેઓએ તેના હોકમ માન્ય કરવાની કબુલાત આપી, ત્યાંથી વીદાએ થયા અને પોતાનો ભાગ બજાવાને સઘલાંઓએ તૈયારી રાખી.



અબુને ઊંચકી લઈ તેણે ચાલવા માંડયું. (સફે ૮૨૪.)

પછે ખલીફ પોતાનાં વડા વજીરને બોલાવી મંગાવી તાકીદ કરી કહયું, "ગાફર તને ચેતાવા થકી મે હયાં બોલાવ્યોછે; આવતી કાલે શહવારનાં આ સુતેલો શખશ મારા બાહાદશાહી પોશાકમાં તખતપર આવીને બેશે ત્યારે તને અજબ થવું નહીં. જે આદરમાંન મને આપોછ તેજ મુજબ તમે સરવે જણે એને આપવું અને ખરા ખલીફ તરીકે ગણવો, વલી જે જે એ ફરમાવે તે સઘલુ તારે બજા લાવવું. કદાચ તે શખી દીલ બતાવી ખેરાત કરવાને તને ફરમાવશે પણ તને હોકમ કરૂંછ કે તેની ખેરાત એવી મોટી હોએ કે જેથી મારી બાહાદશાહી તીજોરીનું ટલીઉ આવે તોબી તે તું બજા લાવજે, વલી એ મુજબ શરવે અમીર ઉમરાવોને ચેતાવી રાખજે અને એને જોઇતી જણશ મેલવી આપવામાં એના હોકમ બજા લાવવામાં અને એની મરજી રાખવામાં કશી વાતની મનાઇ થવી નહીં જોઇએ, કારણ કે તેમ કરવાને હું મારા વચનથી બંધાએલોછું."

વજીરનાં જવા પછે પાહાદશા સુવા ગયો, પણ તે પેહેલાં પોતાના મુખ્ય ખીદમતગાર મ-

શરારને હોકમ કીધો કે તેણે પોતે શરવે બાબદ તેની ખાહેશ મુજાપ બજા લાવેલી જોવી, અને અબુહુશનને જે થોડા કલાકની શાહેબી મલવા નીછે તેનો તે કેવી રીતે ઉપયોગ કરેછ તેપર તેણે નેઘા રાખવી, વલી તેને ખશુશ કરી જણાવીઉ કે અબુ હુશન ઉઠે તે આગમચ તેને પોતાને ઉઠાડવો કારણ કે તેને તે વખતે તેની આગલ હાજર રેહેવું હતું.

મશરાર પોતાના મુરબીનાં હોકમનો એક શખુન વટીક બજા લાવતાં ભુલીઓ નહીં. અબુહુશન જે ઓરડામાં શુતેલો હતો ત્યાં ખલીફનાં ગયા પછે એ ખીદમતગાર એક બીજા ઓરડામાં બેઠો કે જયાંથી અબુહુશનનાં ઓરડામાં જે જે થાએ તે જોવાને તેને બની આવીઉ, જે દરબારીઓ અને બાંનુંઓ અબુહુશનની દરબારમાં મુલાખાતે જવાના હતાં તેઓ પોતાનાં મરતબા અને દરજા મુજબ તઇયાર થઇ રહયાં કે જેવો તે ઉઠે કે તેની ખીદમતમાં ઉભા રેહે.

શાહવાર પડતાંજ તથા નીમાજ ભણવાનો વખત શહરૂ થતાંજ જે ખીદમતગારો અબુનાં માથા આગલ ઉભાં હતાં તેઓએ કઠણ શરકામાં પોતું ભીજવી અબુહોશનનાં નાખ આગલ ધરીઉ જેની ઝેહન નાખમાં પેશતાંજ તેણે આંખ ઉગાડી જોયુ. શહવારની રોશનીથી તેને વે બોલું દેખાયું કે તે કોઇ મોટા ઓરડાનાં સુતેલો છે. તે ઘણોજ ઉમદા આરાશતા કીધેલો છે. ઉપરનું છતર સુંદર રંગથી શીંગારી તેપર શુનેરી અને રૂપેરી ઝમકદાર કુંડાઓનો આકાર પાડવામાં આવેલો છે અને નીચે ભોંયપર ઘણાંજ કીમતી ગાલીચાઓ પાંઠરેલા છે. વળી તેણે આસપાસ ઘણીજ ખુબસુરત નખરાંબાજ ઓરતો તેની સેવામાં ઉભેલી જોઇ જેઓમાંની કેટલીકના હાથમાં સુંદર શરોદનાં વજંતરો હતાં તેમજ શીહા ચામડીનાં ગુલામો કશબી પોશાકમાં તેની ખીદમતમાં શીર નમાવી ઉભેલા તેને દેખાયા. જે ઘોલીઆપર તે સુતો હતો તેની ઉપર નજર નાંખતાં તમામ જદાવ અને મોતીથી મધી લીધેલાં શુંદર રેશમી કપડાંથી તે આરાશત કીધેલો તેને માલમ પડયો અને બીછાનાની પાસેજ એક ખુણાપર તમામ જર અને ઝહવેરથી ભરેલો પોશાક સાથ તાજનાં જેવી રોણકની અને પાહાદશાહી શરને લાએકની એક તોપી દીઠી.

આ સઘળો ઝકઝકાત જોઇ અબુ હોશન તો વીમાશન અને અંદેશામાં પડી ગયો. તેની અજાયબીનો પાર નહીં રહયો અને પોતે ખુઆબ જોતો હોય તેમ તેણે ધારયું. લેકીન જે તેણે ધારેલું તેવોજ સ્વપનો આવે એ કેમ બને તેની વીમાસનમાં પડયો! પણ તોબી તે મન સાથ બોલ્યો "ત્યારે આખરે હું ખલીફ થયો ખરો!" પણ પાછો ધ્યાંન ઠેકાંણે રાખી તે પટપટયો "પણ જે મારા મેહેમાન સાથ ગઇ રાતે વીચાર કીધો તેનો આ તો આબેહુબ ખુઆબ જોઊં છું!" એમ બોલી પાછી કોર દઇ તેણે હુંગાવાની મતલબથી આંખ બીડી પણ તેજ વખતે આગલ ઉભેલા ચોકીબાને બુલંદ અવાજે જણાવ્યુ "એએ જેહાંપનાહા! તમો નામદારનો નીમાજ ભણવાનો વખત થઇ ગયો છે કારણકે શાહવારની રોશની વધતી ચાલી છે."

આ બોલો સાંભલીને અબુહુશન તો તદન હેરત થઇ ગયો, "અરે શું હું હુંગુંછ કે જાગુંછ? બેશક હું હુંગમાંજ છું!" એમ આંખ મીચી પાછો સુતો!

આ મામલો જોઇ વળી પેલા ચોકીદારે જણાવ્યું, "નામદાર શાહેબ તમોને એક વાર

ફરીથી એલતેમાસ કરૂંછ કે આપ મુરબીનો બંદગી કરવાનો વખત થઇ જવા આવયો છે અને અગરજો આજ સહવારની નીમાજ ચુકાવાની મરજી હોય તો બેહતર લેકીન તમો કોઇ વખતબી એ બંદગી ચુકતા નથી!" એ સાંભળી અબુહુશનની ખાતરી થઇ કે "હું ખરેખર જાગુંછું—હું હુંગેલો છું એમ ધારવામાં ખચીત મારી ભુલ છે કારણકે હુંગેલાં આદમી કાંઇ પારકાનુ બોલવું સાંભળી શકતા નથી લેકીન હું તો બીજાનું બોલવું આબેહુબ શાંભળુંછ" અને આંખ ઊઘાડી જોતાં તો શહવારનાં શફેદ કીરણોની રોશાણી પંઠરાએલી તેણે જોઇ. તે તુરત હશતે ચેહેરે ઉઠયો અને પોતાની બુલંદ હાલત થયલી જાણી તેણે મોહપર પોતાની ખુશાલી દખાડી. એ સઘળું ખલીફ પાછલા ઓરડામાં બેશી જોઇ ખુશી થતો હતો.

હવે મહેલમાંની તમાંમ ઓરતો તેને પગે પડવાની કીરીઆમાં મશગુલ થઇ અને જે ઓરતોના હાથમાં વજંતરો હતાં તેઓએ કોમળ સરોદથી નવા દીવસના આશીરવાદની બખશેશ ચાહી. આ દીલપજીર ગાયન અને શુંદર સરોદથી તે તદન અજબ થઇ ગયો અને હજીર દીલથી વીચાર કરવા લાગો કે આ સઘલું તે ખુવાબમાં દખેછે! તે પોતાની આંખ આગળ હાથ ધરી વીચારવા લાગો કે "આની મતલબ શું? હું કયાં આવ્યોછું? અને આ મહેલનો ધણી કોણ છે? પણ આ બધા ચોબદારો, દફદારો, શુંદર શોહાંમણી નાજનીનો એકઠી થયલીછે તેનું કારણ શું? હવે મને કેમ માલમ પડે કે હું મારા સાવધ મગજમાં છું કે ખુવાબની બલીહારીમાં ચકચુર બની ઠગાઊં છું?"

આંખ આગલથી હાથ કાહાડી નાંખી તેણે વળી જોયું તો શુરજનાં કીરણો તે ઓરડામાં પેવશ થઇ ચુકાં હતાં; એજ વખતે ખલીફનાં ખાશ ખીદમતગાર મશરાર તેની આગલ આવીઓ અને પગે પડી બોલીઓ, "અએ ગરીબનવાજ બુલંદ દરજાના ધણી મુજ બંદાને તમે માફીની નજરથી જોશો લેકીન કેહેવા વના ચાલતુ નથી કે આપ મુરબીનો નીમાજ કરવાનો વખત વહી ગયોછે અને શરેશતા કરતાં તમો આજ ઘણાં મોડાં ઉઠીઆછો. જેહાંપનાહ અગરજો ગઇ રાત બેચેણીમાં નહીં ગઇ હોય તો તખતપર બીરાજવાનો વખત થયોછે જયાં તમો નામદારનાં રોશન દીદાર જોવાને અને કદમબોશી કરવાને દરબારમાં તમાંમ અમીરો, શરદારો, નવાબો અને બીજા અમલદારો રાહા જોતા બેઠાછે."

હવે અબુહોશનની ખાતરી થઇ કે તે કાંઇ ખુવાબ જોતો નથી પણ જે બનાવ તે જોયછે તે ખરેખરો છે. પણ હવે તેણે શું કરવું તેનાં વીચારમાં પડયો. પછે મશરાર તરફ ફરી તેણે ઘંભીરાઇથી પુછયું, "'ગરીબનવાજ' અને 'જેહાંપનાહ' કરી તું કોણને બોલેછે? મેં તારી સુરત કોઇ દીવસે જોઇ નથી! ખચીત તાહારી હયાં કાંઇ ભુલ છે! તું બીજાને શમજીને મારી આગલ આ રવેશે બોલેછે!"

મશરારને શારી રીતે પાટી ભણાવામાં આવી હતી તેથી અબુહુશનને ઉપર મુજબ સવાલ કરતો જોઇ તે ઘભરાયો નહીં તેણે જવાબ દીધો, "અએ જેહાંદાર ખાવીંદ તમો નામદાર મને કશોતીપર મુકી તપાસોછો તો તમારી મરજી. શું તમે અગરેબથી મગરેબ સુધી વીશતાર પાંમેલાં મુલક ઉપર શાહેબી કરનાર ખુદ ધણી નથી? શું આપ ખોદાતાલાનાં મોકલેલ

નબીઓનાં નબીનું આ દુનીઆમાં ઉતરેલું નુર નથી! મશરાર જે. તમારો કમીનો ગુલાંમ છે તે જેહાદાર શાહનું નુર કદી ભુલનાર નથી! કારણકે મેં આપની ખીદમતમાં તમાંમ જીંદગી ગુજારીછે અગરજો તમો નામદારની મુજ ગરીબ-પર ખફગી ઉતરી હોય તો તે માટે એ અદનાં ગુલાંમ ઘણોજ દલગીર અને પરેશાંન છે અને આજરખાઈથી એટલુંજ માંગી લેછકે તે ખફગી દુર કરી તેને માફ કરવો! લેકીન નામ-વર શાહેબ મને એવું ગુમાન જાએછ કે ગઇ રાતે કોઇ બુરા ખુ-વાબની ખલલથી તમો નામદારને બે-ચેની ઉપજીછે!"

એ સાંભલી અ-બુહુશન ખરખર હશી પડયો અને પાછો તકયાપર માંથુ નાખી શુતો. આ જોઇ ખલીફને એ-ટલી તો ખુશી ઉ-પજી કે તેનાંથી મોટે અવાજે હશી દેવાતે પણ જરા ખામોશ પકડી તે હશવું ગલી ગયો, નહીં તો કે જે યુકતી તેણે રચી હતી અને જેથી તેને મજા પડતી હતી તેનો તુરત છેડો આવી જાત.

અબુ હુશનની ધચુમચુ છાતી હજીર ખરી વાત માની શકી નહીં તેથી તેણે પાસે ઉભેલાં એક નાહનાં છોકરાં ગુલાંમને તેડી પુછયુ, "બોલ હું કોણ છું?" તે નાનકડા ગુલામે તુરતજ જવાબ દીધો, "જેહાંપનાહ તમો ખુદ ખલીફ પોતે છો." તેનુ નહીં માનતાં તે બોલીઓ, "બચા છોકરા તું જુઠું બોલેછે." પછે પાસે ઉભેલી એક નાજનીનને પુછયું. "અએ ખુબશુરત ઓરત મારી નજદીક આવ અને પોતાનો હાથ તેણી આગલ ધરી કહયું, "લે મારૂં આગલું કરડ કે હુંગેલો છું કે જાગુંછ તે જણાઇ આવે."

આએ બાનુ સારી પેઠે સમજતી હતી કે ખલીફ આ સખસને બનાવેછે તેથી તેને વધારે ખુશી કરવા શારૂ પોતાની જગાપરથી ઉઠી અને ઘંભીર ચેહેરે તેની આગલ ગઇ અને જે આં-ગલું તેની શનમુખ ધરીઉં તે પોતાનાં મોહોડામાં લઇ એવું જોરથી કરડયું કે અબુ હશનથી બુમ પાડી દેવાઇ અને તુરત હાથ ખેંચી લેઇ તે બોલીઓ, "હવે હું સજાગરૂ છું ખરો! પણ મારી હાલત એક રાતમાં ફરવાઇ ખ-લીફને મરતબે પુગી એ એક એવો બનાવ બન્યો છે કે તે દુનીઆંમાં બનતાં અદભુત મોજેજા માંનો એ એક મોજેજા જેવો ગણી શકાય!" પછે તેઓ તરફ ફરી તેણે પુછયું, "વારૂં અએ નાજનીન બોદા જે આખી ખલકને રક્ષણ કરનાર છે અને જેનાં વીસવાસમાં તુ અને હું એક સરખી રીતે રહેલાં છીએ તેના સોગંદ આપી તને પુછુંછ કે તું મને ખરૂં કહેકે હું ખરેખરો ખલીફ છું?" "બં-દનવાજ" તે ઓરતે કહયું, "તદન ખરૂં છે



મોહોડાંમાં લેઇ એવા જોરથી કરડયું. (સફે ૮૨૮.)

કે આપ બુલંદ દરજાના ખલીફ પોતે છો! પણ હમોને ઘણો મોટો અચંબો ઉપજેછ કે આપ પોતે પોતાને કેમ ભુલી ગયાછો?" "ઓ ઓરત" અબુ હોશન નાશીપાશ થઇ બોલીઓ "તુ ખરેખર મારી સાથ ઠગાઇ રમેછ; હું પોતે કોણ છું તે સારી પેઠે સમજાુછુ."

જયારે વડા ખીદમતગારે જોયું કે અબુ પોતાનાં ઘોલીઆપરથી નીચે ઉતરવાનો ઇરાદો કરેછ કે તુરત જઇ પોતાની તેને ખાંધ આપી તેને ઘણીજ સંભાલ અને આદરમાંનથી નીચે ઉતારયો. ભોંયપર પગ મુકતાંજ ત્યાં હાજર રેહેલાં તમાંમ ખીદમતગારો અને ઓરતો એક અવાજે બોલી પડયાં, "ખરા ઇસલાંમીઓના નેગેબાન તારો આજનો દીવસ જય જય કાર ગુજરો!" એ શાંભલી અબુહોશન અકલાંમનથી બોલીઓ, "અરે પરવરદગાર! આ કેવું અજાએબ જેવું બનેછ! ગઇ રાતેજ હું અબુહુશન હતો અને આજે તો ઇશલાંમીઓનો શેહેનશાહ થઇ ગયો! આ અચબુચનાં ફેરફારનું કાંઇ કારણ હું સમજી શકતો નથી!" હવે કેટલાક ખીદમતગાર ગુલાંમો આવી તેને પોશાક પેહેરાવા મંડી ગયા અને તઇયાર થયા પછે તમામ દરબારીઓ જેઓ સાંમે સાંમે સફ સમારી ઉભા હતા તેઓ વચેથી મસરાર તેને દરબારમાં લેઇ ગયો, અને તખત નજદીક પુગતાંજ બે જણાઓએ આવી તેને પોતાના હાથની બેઠકપર ઊંચકી ઉપર બેસાડયો. અબુહુશન બધાઓની ખુશાલી અને દુવા વચે રાજઆશનપર બેઠો. પોતાની આસપાસ નજર ફેરવી જોયું તો તેને શરવે ઠેકાંણે બાદશાહી દબદબો બાદશાહી રોબ અને દરબારની ભપકાદાર ચેહેલ મેલ શીવાએ બીજું કશું નજરે પડયું નહીં.

ખલીફ પેલા નાના ઓરડામાંથી નીકલી એ દરબારની બાજુના બીજા ઓરડામાં આ તમાશો અને મજા જોવા આવી બેઠો. હયાંથી શરવે બનાવ તે ખુશીભરેલાં દીલે જોઇ હશતો હતો પણ તેને વધારે મજા તો એમ પડી કે અબુહુસન એવો તો પાહાદશાહી રોબ અને તોરથી ઘંભીર દખાવે તખતપર બીરાજીઓ હતો કે જાણે ખરો ખલીફ હોય!

હવે વડો વજીર ગાએફર રેવાજ મુજબ તેની આગલ આવી ગુઠણપર પડયો અને તેને ઘણીક દોવા ચાહી, તેની જીંદગીની દરાજી માં ગ બીજી દુનીઆંનું બેહેશત ચાહાયું, તેની આબાદી અને સુખચેનની વરધી શારૂ ખોદાની પરારથના કીધી અને તેનાં દુશમનોનો પરાજય ઇછયો.

સહવારથી હમણા શુધી અબુને જે જે અનુભવ મલીઓ હતો તેપરથી તેની હવે પુરી ખાત્રી થઇ કે તે પોતે ખલીફજછે અને તેણે જે ચાહાયું તે બન્યુંછ એવું ધારી તથા પોતે આ હાલતે કેમ અને કોણથી આવીઓ તે વીશેની ચુનાચરા કરવી મુકી દઇ ઘંભીરાઇથી વજીર તરફ ફરી તે બોલીઓ કે તેનો શી મખશદછે. ગાએફરે જવાબ દીધો, "અએ ઇસલાંમીઓને રાહા બતાવનાર મુરબી તમાંમ અમીરો, વજીરો અને દરબારનાં તમાંમ અમલદારો તારા હોકમની રાહા જોતા ઉભાછે કે તારો હોકમ થવાથી તેઓ પોતાના તરફનું આદરમાંન તું નામદારને અરપણ કરે. ફક્ત તારા હોકમનીજ ખોટીછે." અબુએ દરબારનો દરવાજો ખોલવાને હોકમ કીધો કે ગાએફરે દરબાનને સાદ મારી જણાવીઉ કે તેણે પોતાની ફરજ અદા કરવી.

જેવું બારણું ખોલીઉ કે પોતાનાં ઓધા અને મરતબા મુજબ તમામ દરબારીઓ તખત

ના પગ આગલ આવી ગુડણપર પડી બાહાદશાહી જુતીને ચુંમન કીધું અને પોત પોતાની જગાપર બેઠા. શઉ બેઠા પછે દરબારમાં સઘલું ચુપાચુપ થઇ રહયું, અને રાબેતા મુજબ વડો વજીર ઉઠી કાંમકાજનાં શરવે કાગજો એકક પછે વાંચી રાજની ખબર અંતરોથી તેને વાકેફ કરતો ગયો, એ સઘલું તેણે ઘાણી ઘંભીરાઇ અને એક રાજવંશીને છાજતાં ડોલથી સાંભલીઉ; એ જોઇ ખલીફ પોતે વીશમય થતો હતો કારણ કે તેની ચાલચલણમાં કાંઇ ભી ઘભગત કે અકલાંમન હતી નહીં, વજીર પોતાનો સઘલો હેવાલ પુરો કરે તે પેહેલાં અબુની નજર શેહેરનાં કોટવાલ ઉપર પડી, જે તે દરબારમાં બેઠેલો હતો અને જેને તે નજરે ઓલખતો હતો, વજીરને વાંચનો બંધ રાખો તે કોટવાલ તરફ નજર કીધી જે થતાંજ તે કોટવાલ તેની સનમુખ ધ્રુજતે દીલે ગયો. અબુએ તેને કહયું, "કોટવાલ હું તને ફરમાઉંછુ કે તું ફલાના ફલાનાં જીલામાં જા ત્યાં એક મશીદછે તેનાં ઇમાંમને પકડી લાવ; અને તેની શાથ બીજા ચાર બુઢા શખસો જણાશે તેમનેબી પરેજ કર અને મારો હોકમછે કે એ ચારે જણાને પગના તલીઆંપર શો શો અને પેલા ઇમાંમને ચારશો ઝૂરબંધનાં ફટકા લગાવ, પછે એ પાંચે જણાને ફાટાં તુટાં કપડાં પેહેરાવી ઘધેડાંપર બેસાડ, તેમનુ મોહ પુછડી તરફ રાખજે. એ હાલતમાં તેમને ગાંમમાં ફેરવ અને શાથે એક આદમીને મોકલી લોકને બાગે બુલંદ અવાજથી જાહેર કરાવ કે 'જેઓ પારકાઓનાં કાંમકાજમાં નાહક પોતે આવેછે તેમને માટે તથા જેઓ પારકાનાં કુતંબ કબીલામાં કજીઓ કંકાશ અને ફેશાદ ઉતપન થાએ એવી ચાલ ચલાવેછે તે આ માટે, તથા જેઓ બીજાઓમાં નાહાકની બેદીલી ઉતપન થાએ એવાં કામ કરવાનો પેસો લઇ બેઠાછે તેઓ આવી શીક્ષાને પાત્ર થાયછે.' મારી વલી એવીબી ખાહેશછે કે તું પોતે તેમને એ જીલામાથી બાહાર જતાં નજરે જોએ અને ફરીથી ત્યાં જવાની તેમને મનાઇ કરે તથા તારો મદદનીશ તેમને ગાંમમાં ફેરવેછ કે નહીં તેની ખાતરી કરી લેઇ તેનો ખાશ હેવાલ મને આવીને કેહે." કોટવાલે માથે હાથ ચહડાવી તેનો સરવે હોકમ બજાવાને વચન આપીઉ.



ગુડણપર પડી બાહાદશાહી જુતીને ચુમન કીધું. (સફે ૮૩૦)

ખલીફ તેને ધમકીથી અને રોબથી હો-

કમ કરતો જોઇ ઘણો મગન થયો તથા પેલા ઇમાંમ અને તેના શાથીઓને પોતાના ઠરાવ મુજબ શીક્ષા કરવાને ચુકયો નહીં તે જોઇ સંતોશ પાંમ્યો. વજીરે પાછો પોતાનો હેવાલ વાંચવો શરૂ કીધો જે અરશામાં પેલો કોટવાલ પોતાનું કાંમ બજાવી પાછો આવીઓ અને નમન કરી બોલીઓ, જેહાંપનાહા આપના ફરમાવીઆ મુજબ મેં કાંમ બજાવીઊંછે. તે ઇમાંમ અને તેના સાથીઓને તે મશીદમાંથી પકડયાંછે અને તેની સાબેતી કીજે તે લતાના લોકની શહી શાથનો એક રૂકો લઇ આવીઓ છું કે આપણી ખાત્રી થવાને કશો શક રેહે નહીં" એમ કહી તેને પોતાનાં ગજવામાંથી એક કાગજ કાહાડી તેને આપીઊં.



ઘોડાંપર બેશાડી ગાંમમાં ફેરવ. (અંકે ૮૩૦)

અબુએ તે કાગજ વાંચીઉ અને પોતાના ઓલખીતા પડોશીઓનાં નાંમ જોઇ તે ખુશી થયો અને જણાવીઊં કે કોટવાલનાં કાંમથી તે તદન મગન થયોછે. તે બોલીઓ "કામ મારી મરજી મુજબ થયુંછે અને હું તદન સંતોશ પાંમ્યો છું. હવે કોટવાલ જા તું તાહારી જગાપર બેસ." અને મન સાથ તે મગન થઇ બોલીઓ, "એ બુઢા ઠગારાઓ જેઓ મારી ગીનશ કરતા હતા અને નેક પરદેશીઓને મારે ત્યાં મેમાંન બોલાવી જમાડતો તે વીશે નાહક મારી બદગોઈ ગાતાહતા તેમને સારૂં એજ શીક્ષા વાજબી છે." આ મુજબ તેનાં દીલના ઉભરાઓ પાશેનાં ઓરડામાં બેઠેલો ખલીફ સમજતો હતો અને મોજ લેતો હતો.

પછે ગાએફરને તેણે ફરમાવીઊં કે ખજાનાંમાંથી એક હુજાર શોનેરી સીકા લાવ અને અબુહુશેન કરીને એક શખશ રેહેછે જેને લોક 'ઉડાઉનાં નામથી બોલાવેછે તેની માને આપ. એ બુઢી જે જીલામાં કોટવાલ હમણાં જઇ આવીઓ તેજ જીલામાં રેહેછે."

વજીર તુરત માથે હાથ ચહડાવીને તેના હોકમ બજાવવા દોડયો. ખજાંનચી પાશેથી તે થેલી લઇ એક ગોલાંમ શાથ ઉચકાવી અબુહુશનની મા જયાં રેહેતી હતી ત્યાં ગયો અને તે બુઢીને તે થેલી આપી બોલીઓ કે 'ખલીફે તેણી સારૂં એ થેલી બખ્શેશ મોકલીછે." તેણીએ એ થેલી ઘણીજ અજાએબી શાથ લીધી.



ખલીફે એ થેલી બખશેશ મોકલીછે. (અંકે ૮૩૧.)

વજીર કાંમે ગયો એટલાં દરબારનું બીજું કાંમકાજ કરી લીધું અને તેના આવીઆ બાદ મશરારની ઇશારતથી વજીરે દરબાર બરખાશત કરવાનું જણાવયું. સઘલા દરબારીઓ જેવી રીતે આવતાં માન આપીઉ તેમજ જતી વેલા નમીને પોત પોતાને ઘર ગયા, અને અબુહુશન

પોતાનાં તખત ઉપરથી ઉઠી જે મુજબ આવ્યો હતો તે મુજબના દબદબાથી મેહેલમાં ગયો.

તેને હવે મેહલનાં અંદરનાં ભાગનાં ઓરડાંમાં લઇ જવામાં આવીઓ, હયાં શુફરો બીછાવેલો હતો અને ગવઇઆઓ વર્જંતર લઇ તેને આવતાંવાર શુંદર શરોદથી વધાવીને લેવાને તૈયાર ઉભા હતા. એ સઘલું જોઇ આપણો આ નવો ખલીફ અચરત થયો, અને વલી મન શાથ વેહમ કરવા લાગો કે આ જો સ્વપનુજ હોયે તો એ ઘણો લાંમબો ખુવાબછે. પણ નહીં નહીં, એ સ્વપનો હોએ નહીં કારણ કે હું જોઉછ મને સઘલી લાગણી થાએછ ચાલુછ હાલુછ અને શાંભલુંછ વલી તકરાર કરી શકુછ, વાસતે હવે તો જે હોએ તે—ખોદાપર વીશવાશ મુકી હું બેશુંછ; પણ હું ખરો ખલીફ છું એવી હજુર મેરી ખાતર જમાં થતી નથી. અરે પણ આવો ભપકો અને બાદશાહી દોર જે જોઊંછ તે ખલીફ વગર કોણ સારૂં હોય! ત્યારે હું ખલીફ છું ખરો! કારણકે મારી ખાતરી પાછી થાયછ કે જે હોકમ કરૂંછ તે તુરત બજાવામાં આવેછ અને જે માન ખલીફને સારૂ હોયછે તે મને મલેછે. એટલુંજ નહીં પણ જે માવજત અને તાબેદારો ખલીફની થાય તેમ મારી થાયછે! ત્યારે હવે એથી વધુ ખાતરી શું હોય?"

ટુકમાં અબુહુશન શમજીઓ કે પોતે ખરો ખલીફ છે અને આ જમવાનાં દીવાનખાણાંમાં થયલો શીંગાર જોઇને તો તેની વધારે ખાતરી થઇ. કારણ એ એટલા બધા ખરચ અને પઇશાથી શીંગારેલો ઓરડો પાહદશાહ શીવાએ બીજા કોઇનો નહીં હોય. તે દીવાનખાનુ રંગવામાં અને શફાઇદાર મનોરંજક ઉસતાદી ચીતારથી ચીતારવા કશી બખીલાઇ હતી નહીં. વલી ગાનારી રાંમશગરોનાં સાત જુમખા તે દીવાનખાણામાં મોજુદ હતા. દરેક જગાએ સુંદર શુનેરી રંગથી શોભીતાં કીધેલાં જુમરો તાંગેલાં હતાં જેમાં કાંઇજ નહીં પણ શઘલો પાદશાહી શોખ અને મસનતા સમાએલી હતી. દીવાનખાંણાની વચોવચમાં શુંદર તેબલ બીછાવેલી હતી જે પર શુનાની રકાબીઓ નાનાં મોટા કદ પરમાંણે ગોઠવેલી હતી; તેમાં પરીશેલી તમાંમ વાંણીથી આખુ દીવાનખાનુ મઘમઘ થઇ રહયું હતું. હયાં શાત નાજનીનો બીરાજેલી હતી. તેમનો શુંદર જરરીન રંગનાં પોશાકે તેમની ખુબશુરતીના ખુદરતી શીંગારને વધારે તેજદાર કરી નાખ્યો હતો. એ સઘળી ઓરતો શુફરાની આસપાસ હાથમાં શુંદર પંખા લઇ અબુહુશન જમે ત્યારે પવન નાખવા તઇયાર ઉભી હતી.

આપણે એમ કહેજીએ કે દીવાનખાનામાં પેશતાંજ જો કોઇબી આદમી અચરતી અને અજાએબીનાં વમલમાં ડુબી ગયો હોય તો તે અબુહુશન હતો તેમાં કાંઇ ખોટું નથી! પગલે પગલે નવી નવાઇ અને અજાએબી તેને સારૂ ગોયા એકઠી કરી રાખી હતી. તે દરેક જોતાં તેનો અભીઆસ કરતાં અને અજાએબીના દીલમાં શરોદ ઉઠાવતાં જાણે તે ઠાકી જતો હતો. અંતે તે ખાણાંના શુફરાપર બેઠો અને આ નવા ખલીફને પેલી તઇયાર ઉભેલી નાજનીનો કોમળ હાથે પવન નાંખવા મંડી તે દરેકની ખુબસુરતી, મરોડ અને લેહેકો જોઇ તે દીલથી છક થતો ગયો. તે શેવતે બોલીઓ કે અગર તેઓમાંથી એક જણીજ પવન નાખે તો તેને પુરતો હતો અને બાકીની છ નાજનીન તેને વચોવચે રાખી સાથે શુફરાપર બેશે તો તે તેને વધારે ઠંડક પમાડનારૂં હતુ!

એ મુજબ તે છ જણી બેઠી તો ખરી પણ નવાલો ઊંચકતાં આંચકી ખાધી જે જોતાંજ

અબુહુશને પોતે તેમને નવાલો કરી આપીઓ અને શાથે જમવાને બોહોશ કીધી. પછે તેમની સાથ વાત લંબાવી તેમનાં નામ પુછયાં. અને મીઠાં નાંમો સાંભળી તેની ઉપર તે ખુશ મીજાજથી વીવેચન કરવા લાગો જે સાંભળી તમાસો જોવા બેઠેલો આપણો સોખીલો ખલીફ ઘણો મઘન થતો હતો.

અબુહોશન ખાનાથી ફારેગ થયો કે એક ઓરતે એક ગોલાંમને હોકમ કીધો કે નાંમદાર ખલીફ ખાનાથી ફારેગ થયોછે અને મુખવાશ સારૂ બીજા ઓરડામાં જશે માટે પાણી લાવવું" એ સાંભળતાંજ તરણ ગોલાંમો ઉઠયા. એકે શુનેરી લોટો લીધો બીજાએ શુનેરી તસ ધરી અને ત્રીજાએ તુવાલ લઇ એ નવા ખલીફની આગલ આવી હાથ ધોવાડયા. હયાંથી ઉઠયો કે મશરાર જે તેની સાથનો સાથ હતો તે બીજા એવાંજ સુંદર દીવાનખાનામાં લઇ ગયો ત્યાં પુગતાંજ સાત ગમથી સાત જુદા જુદા ગાયણનાં શરોદ નીકલીઆ. હયાં સાત જુમરો વચે એક સુંદર મેજ ઉપર તમાંમ નવી ફાલનો શુકો અને લીલો મેવો પાંઠરેલો હતો હયાં વળી બીજી સાત વધારે શોહાંમણી અને ખુબસુરત ઓરતો હાથમાં પંખો લઇ તઇયાર હતી. અજાએબી અને ખુશાલી વચે અબુહોશન તે શુફરાપર બેઠો અને પેલી ઓરતોની ખુબસુરતી બારીકીથી તપાસતો ગયો! તેમની ઉપર ગોયા દેવાનો થઇ ગયો કારણકે એ ઓરતો એકેકથી એવી તો સરસ અને દીલચમન દેખાવની હતી કે એઓમાંથી કહી ઉપર વધારે પશંદતા બનાવવી એ તેને એક ગુચવન ભરેલો સવાલ થઇ પડયો. અંતે તેણે વીચાર જણાવીઓ કે દરેક જણીએ પંખો મુકી દેવો અને તેની સાથ શુફરા ઉપર બેશીને ખાવું કારણકે તેમની હાજરીથી તેને એટલી તો દીલપર તાહડક પડીછ કે બાહરની ગરમી તે તદન ભુલી ગયોછે અને તેમના હાથના પવનની કાંઇ જરૂર હતી નહીં! તેઓ બેઠા પછી જે પેહેલો શવાલ તેમને કીધો તે તેમના નાંમ સંબંધી હતો જે નાંમ પેલા આગલા નાંમોથી તદન જુદાંજ હતાં પણ તેટલાંજ મીઠાં અને દીલપજીર હતાં કે તે નાંમ આપનારની તારીફ કરયા વીના તે રહયો નહીં. તેઓ શાથ તે ખુશ મીજાજમાં આવી ગયો અને એકના હાથમાં એક જાતનો મેવો તો બીજીનાં હાથમાં બીજી જાતનું ફુલ આપી તેમની સાથ દીલખુશ ગોફતેગો કરવા બેઠો. એક જેનું નામ "જીગરનો બંધ" કરી હતું અને જે તેની જમની બાજુએ બેઠી હતી તેનાં હાથમાં અનજીર આપી બોલ્યો, "લે ઓ જીગરનાબંધ આ અનજીર તમે આપો અને તમોને જોતાંજ જે બેડીનો ભાર મારા દીલપર પડયોછે તે ઓછો કરો." વળી બીજીને દરાક્ષનો જુમખો આપી કહયું અએ "જીવને તવલાવનાર" પરી આ ભેટ કબુલ રાખી મુજનો જીવ વધુ તવલતો બંધ કરો." અને એજ મુજબ બીજીઓના નાંમ લેતો ગયો અને તેમનાં નાંમ મુજબની મતલબનું તેમને કેહેતો ગયો. જેમ જેમ આ ખુશ મીજાજ ખલીફ સમજતો ગયો તેમ તેમ તેને બહું મજા પડતી ગઇ અને અબુહુશન જેવો મશકરી પાત્ર મોણસ મલી ગયાથી તેને જે મોજ પડી તેથી ખુશી થયો.

અબુએ કોઇબી ફુલ અથવા મેવો ચાખીઆ વીનાં જવા દીધો નહીં. હયાંથી ઉઠયા પછી તેને તરીજાં દીવાનખાણામાં લેઇ જવામાં આવ્યો. એ ઓરડાનો શીંગાર આગલા બેઉ ઓરડાને વીસરાવે એવો હતો. હયાં પણ તેને

ગાયણનાં સરોદ સાથ એશતેકખાલ લેવાને ખુબચેહેર નાજનીનો ઉભી હતી. એ જગા પર જે સુફરો બીછાવામાં આવ્યો હતો તેમાં જાત જાતની મીઠાઇ મુકવામાં આવી હતી. આ જગા પરબી પંખા લઇને નાજનીનો ઉભી હતી. તેમને તેમનાં એ કાંમથી અટકાવી પોતાની પાસે બેશાડી અને તેમને ગમતી મીઠાઇ ખાવાને બોહોશ કીધી. તેમનાં નાંમ પુછી આગળ માફક મીઠા બોલોથી પોતે ગમત કીધી અને શરાબથી ભરી મુકી હતી અને તેની પાસે સાત શુંદર બીલોરની નકસીદાર જામો ગોઠવેલી હતી.

હયાં આવતાંજ અબુ તે સુફરાપર બેઠો અને હાજર રહેલી સાતે ઓરતોને પાસે બેસાડી તેમની શાથ વાત કરવા લાગો અને તેમનુ નાંમ પુછવા બેહો પણ ગાયણ અને વજંતરોનો એટલો મોટો સાદ થઇ રહયો હતો તેમની વાતમાં ખલલ થવાથી તેણે એકદમ ગાયણ



તેના હાથમાં મીઠાઇ આપી. (અરફે ૮૩૪.)

પાસેના ઓરડામાં બેઠેલા ખલીફને વધારે રમુજ આપી.

હવે શાંજનો વખત થવા આવ્યો હતો. અબુને ચોઠા ઓરડામાં મશરાર લઇ ગયો. આએ ઓરડાની બુલંદી ભપકો અને સલગાવેલી રોશનીથી દીપી નીકલેલો ઠાઠમાઠ જોઇ અબુતો છકજ થઇ ગયો. હયાં શરાબ પીવાને રૂચી છુટે એવા પરકારના પકવાન અને મીઠાઇ બીછાવેલી હતી પાશેજ એક શુંદર બેઠક પર સાત રૂપેરી શુરોહી સાત જાતનાં કીંતી બંધ કરાવ્યું. પછે જે ઓરત તેનાં જમનાં હાથપર હતી તેના હાથમાં મીઠાઇ આપી તેણીનું નાંમ પુછયું. તેણીએ જવાબ દીધો, "અએ બુલંદ મરતબાના ખલીફ મને મોતીનો ઝુમખો કરી કહેછે." અબુહશન બોલીઓ "આથી વધુ લાયક પડતું તમારૂં બીજું નાંમ શું હોય! કારણકે એથી તમારી ખરેખરી પીછાંન આવેછે અને ખરૂં કહુ તો તમારા દાંતની એકેક હાર શરવેથી સરસ મોતીનાં ઝુમખાને શરમાવે એવી છે. માટે અએ "મોતીનાં ઝુમખા" તમારા સુંદર હાથે શરાબ-

ની એક જામ મને ભરી આપો" તે ત્યાંથી તુરત ઉઠી અને એક શીરોહીમાંથી એક જામ ભરી તેને ખુશ મીજાજથી આપી. જે હાથમાં લઇ અબુહુશન લગાર જુશાદાર પ્યારથી તેનાં ઉપર નજર નાખી બોલ્યો "મોતીનાં બેમુળ ઝુમખા તમારી તંદોરસ્તી ચાહુંછું અને તમે પણ એક જામ મારી સાથ નોશ કરો." એ સાંભળતાંજ તે પોતાને વાશતે એક જામ ભરી લાવી પણ પીએ તે પેહેલાં એક ગાયણ ગાયું જે સુંદર હલક સાંભળી અબુહોશન તો ગોયા જીવતોજ બેહેશતમાં ગયો ! એ પછે બીજી નાંજનીને પાસે બેસાડી તેણે તેને ગમતી જણસ ખાવાને અરજ કીધી પછે નાંમ પુછતાં તેણીએ જણાવીઊં કે તેણીનેં 'બાંમદાદનો સેતારો' કરીને કેહેછે. અબુહોશન તેની તારીફ કરી બોલીઓ, "બામદાદના સેતારા તમારી ચશમનુ તેજ જે સેતારાનુ નાંમ તમોને આપવામાં આવ્યું છે તેની રોશનીને ઝાંખ લગાડે એવું છે! માટે તમે જાઓ અને મારે સારૂં એક જામ તમારે હાથે ભરી લાવો." આએ કાંમ એ સુંદર ઓરતે નખરાં અને નાજ સાથ બજાવીઊં. ચોઠીને પુછતાં તેણીએ પોતાનુ નાંમ રોશનરોઝ કહયું. અને એ મુજબ સાતે જણીઓ પાસે સરાબ મંગાવી પીતો ગયો.

જીઆરે સાથે જણીઓને હાથે ભરેલી જામો પુરી થઇ અને તે ચકચુર થઇ રહયો કે મોતીનાં ઝુમખા નાંમ ધરાવનાર ઓરતે ઉઠી એક બીજી જામ ભરી અને જે કેફી ભુકો ખલીફે તેને આગલે દીન પાયો હતો તેમાંનો ચમતી ભરી તેમાં દોહોવ્યો પછે તેની નજદીક લઇ જઇ તે બોલી, "એએ બંદેનવાજ તમો નાંમદારને ઓઝરખવાઇથી અરજ ગુજારૂંછ કે આએ જામ નોશ કરો તે પેહેલાં આજનાં વખત અને તકને સારૂં મેં ખાશ ગાયણ જોડયું છે તે સાંભળો અને મને પુરી ઉમેદ છે કે તેથી તમે ખુશી થયા વીના રેહેશો નહીં કારણકે એવું ગાયણ આગળ મેં ગાયું નથી." તે જામ હાથમાં ધરી અબુ બોલીઓ "મોટી ખુશીથી હું તે સાંભળીશ અને ખલીફ તરીકે તમને હોકમ કરૂંછ તે તમે ગાઓ કાંએકે એક ખુબસુરત ઓરતને હાથ જોડાએલું ગાયણ હમેશાં ખુશ તપા અને લેઝતથી ભરપુર હોયછે." તે ઓરતે કોમલ અવાજે છતા અને જુશાથી એવીતો શરશ રીતે એક ગાયણ ગાયું કે અબુહોશન તો તદન દેવાનો બની ગયો અને ફરી ફરીથી તે ગવાડી તેમાં મોજ લેતો ગયો.

તેણીના ગાઇ રેહેવા બાદ તેણે આપેલો શરાબ અબુહોશન એક ગોટે પી ગયો અને પછી તેણી તરફ ફરી તેણીની તારીફના સખુંન બોલવા જતો હતો તેટલાંમાં તો પેલી કેફી દવાની અસર એકદમ મગજે ચહડી, તેનુ મોહોડું બોલતાં હુંગાડુંજ રહી ગયું અને આંખ બંધ થઇ ગઇ, અને ગાડીપર માથુ નાખી એકદમ લોડપોઠ થઇ શુઇ ગયો. તેના હાથમાંના જાંમ એક ઓરતે ઝટ પકડી લીધી. પછે પોતાની બેઠક પરથી ખલીફ બાહાર આવીઓ અને જે તાલ રચી હતી તેમાં પોતે પુરેપુરો ફતે પાંમીઓ તેથી ઘણો હરખાઇ ઊઠી અબુને તેનાં અસલ કપડાં પેહેડાવાનો હોકમ કીધો અને જે ગોલાંમ તેને તેના ઘરમાંથી ઊંચકી લાવ્યો હતો તેને તે ઘરમાં તેને પાછો લઇ જવા ફરમાવીઊં અને જણાવીઊં કે જે ઓરડામાં જે પલંગ ઉપર તે શુતેલો હતો તેજ પલંગપર તેને શુવાડવો અને વગર ગડબડ કરવે બારણું હુંગાડુંજ રેહેવા દઇ ચાલી આવવું. પેલો ગુલાંમ અબુને ફરમાવીઆ મુજબ સુવાડી આ-

યો અને પોતાનાં મુરબ્બીને જણાવીઊં. ખલીફે વીચારયું કે અબુને ફકત એકજ દીવસ ખલીફ થવાનો ઇરાદો હતો કારણકે તેને દુખ દેનાર ઇમાંમ અને તેના ચાર સાથીઓને શીક્ષા કરવાનો તેણે ઠેરાવ કીધો હતો તેની મરજી મુજબ થયું છે એટલે હવે તેણે શબુરી પકડવી જોઇએ.

શાહવારનાં છેક મોડે સુધી અબુ શુઇ રહયો અને જીઆરે કેફ ઉતરી ગઇ ત્યારે તે જાગી ડામાં હતી ત્યાંથી દોડી આવી અને પુછવા લાગી કે "મારા બેટા તને શું છે? તને શું દુખ થાયછે?" એ સાંભળી અબુ ભવાં ચહડાવી બોલ્યો "ઓ નેક બુઢી તું કોણને બેટા કરી બોલાવેછે?" તેણીએ નરમાશથી જવાબ દીધો, "કેમ બેતા શું તું મારો છોકરો અબુહુશન નથી? કેવું અજબ જેવું છે કે તું પોતાનેબી આજ ભુલી ગયો છે?" "ઓ બુઢી તું શું બોલેછ? હું તારો છોકરો અબુહુશન છું? ખ



તેને ખુશ મીજાજથી આપી. (સફે ૮૩૫.)

ડયો અને આંખ ઊંઘાડી પોતાને જીઆરે પો. ઘરમાંજ જોયો ત્યારે ઘણો અજબ થઇ ., "ઓ મોતીના ઝુમખા! ઓ બામદાદી સેતારા! એ પરવાલાં સમાન હોઠવાલી! માહાતાબી રોખશાર! તમે લોક કયાં છો? આવોની!" એ મુજબ જે જે ઓરતોની સાથ તેણે વાત ચીત અને મજા કીધી હતી તેમનાં નાંમ દઇ બોલાવા લાગો.

એટલા મોટા અવાજથી તેણે બુમ પાડી બોલવા માંડયું કે તેની મા જે પોતાના ઓરચીત તારૂં બોલવુ જુઠું છે તું બોલેછ તે કાંઇ તું સમજતી નથી હું કાંઇ અબુહુશન નથી પણ હું આ શેહેરનો ખલીફ છું!"

"બેટા એમ બકવાથી મુગો રેહે, તને આમ બોલતાં કોઇ સાંભળશે તો તને બેવકુફ ગણી હશશે!" "અરે ઓરત તું તો અકલ ખોહી બેવકુફ બની છે! હું તને ખાતરીથી કહુંછ કે હું પોતે તમાંમ ઇશલાંમીઓનો રાહાબર અને ખોદાનો મોકલેલો નબી ખલીફ પોતે છું!" એ સાંભળી તેની બુઢી મા

બોલી, "અરે બેટા આ તેં કેવા ... કે તું આવું ફાતું ફાતું બોલેછ. ખચીત તને મગજની બીમારી થઇ છે; શું બદબખતીએ તને ઘેરીઓછ કે તું આવુ બોલેછ! ખોદાની મેહેર તારાપર ઉતરો અને શેહતાંનની ચુંગાલમાંથી તને તે સાહેબ છોડવે! બેતા તું મારો છોકરો અબુહુશન છે અને હું તને જનમ આપનાર તારી મા થાઉંછું."

બુઢીએ જોયુ કે આ તકરારથી તે કાંઇ શમજતો નથી ત્યારે તે બોલી, "બેટા શું તું જોતો નથી તું તારા પોતાનાં ઘરમાંછે અને જે ઓરડો ખલીફને વાપડવાને હોએ તેવો એ નથી. વલી એ ઘરમાં તુએ તારો બધો જન્મ કાહાડયોછે. એ ઘર શીવાય તું બીજે કેઠે રહયો નથી; અને મારી શાથે તુંએ બધી જીંદગી ગુજારીછે. હું તને જે કહુંછ તેપર ધીરજથી અને ગંભીરાઇથી વીચાર કર અને જે ચીજ કદી બને નહીં તેના પર તારૂં ધ્યાંન મા આપ. મારા બેટા તું એકવાર ફરીથી વીચાર કર."



તું કેહેછ તે હું ધારૂંછ કે ખરૂં છે. (સફે ૮૩૭)

અબુહશને એ સઘલું ધીરજથી શાંભલીઉ. તેણે માથુ હાથપર ટેકવી વીચાર કીધો અને તેની મા જે જે બોલી તેપર ગોર કરી પોતાની નજર આગલ તે સઘલાંની સાબેતી જોઇ પછે જાંણે કોઇ મોટા ખુવાબમાંથી જાગી ઉઠયો હોએ તેમ તે બોલ્યો, "તું કેહેછ તે હું ધારૂંછ કે ખરૂંછે. હું અબુહુસનછું, અને તું મારી મા થાએછે. અને હું પોતાને મારા પોતાનાં ઘરમાંજ જોઉછું." પછે તેણી તરફ તીકી તીકીને બોલ્યો. "મારો શક હવે દુર થાએછે હું ખરેખર અબુહુસનજછું. પણ મને શમજ નથી પડતી કે એ વીચાર મને કેમ આવ્યો!" તેની માએ જોયું કે ભાઇ હવે ઠેકાંણે આવીઆ. આ વીચાર આવવાનું કારણ તેણીએ તેને સ્વપનો સમજાવ્યો અને તેની શાથ હશવા લાગી પણ તેટલાંમાં તો ભાઇનો કીડો પાછો ચવરયો અને પાછા ભવા ચહડાવી તથા ગુશો લાવી તે બોલ્યો, "અરે એ બુઢી દાકણ ખચીત તું વગર વીચારે બોલેછે! ના ના હું તારો છોકરો નથી—કે નથી તું મારી માતા! તું મને ઠગેછ અને ઠગાએછ! હું તને કહુંછ તે ખરૂંછે કે હું ખલીફ પોતેછુ અને તું મને ઉલતું શમજાવશે તે કદી માનીશ નહીં." તેની મા કરગરી બોલી, "અરે બેટા ખોદા ખાતર તું એ ... છોડી દે, ખોદા ખબર શું બદબખતી ... પણા ઉપર આવી પડનાર હશે! બેટા તું વરદગારની પનાહા માંગ અને કોઇ બીજી વાત કર, ગઇ કાલેજ આપણા મોહોલામાં શું બનીઉ તે શાંભલ. કોટવાલે આવી મશીદનાં ઇમાંમ અને તેના ચાર બુઢા શાથીઓને પકડયા અને કોણ જાંણે દરેકને કેટલા કેટલા ફટકા બાંધી મારયા અને લોકને કહી શાંભલાવીઉ કે

"જેઓ બીજાનાં કામકાજમાં નાહક માથુ ગાલી પંચાતી કરેછે તથા પોતાના આડોશી પાડોશીઓ માં જુઠો કંકાસ ઉભો કરાવેછે તેઓ માટે એ-વીજ શીક્ષાછે." એ મુજબ તેઓને દરેક મોહોલે ફેરવીઆ, અને હોકમ કીધો કે ફરીથી તેઓએ આ જીલામાં પગ મુકવો નહીં." બચારી બુઢીને તો થોડીજ ખબર હતી કે એ કાંમમાં અબુનો મુખ્ય ભાગ હતો અને તેથીજ કરી તેણીએ પોતા-નાં છોકરાનુ મગજ બીજી વાતપર લઇ જવાને એ વાત છેડી. પણ એથી તો તે વધારે ઉશકેરાયો અને પોતે ખલીફજછે એ વાત તેના ધીઆનમાં વધારે જોરથી બેઠી, તે બોલી ઉઠયા, "હવે તો તારે હું ખરેખર ખલીફછું. જે વાત તુંએ મારી આગલ કીધી તે શાંભલીઆ પછે તો મારી પુરી ખાત્રી થઇછે, માટે આ શ્વપનો હતો એમ મારી આગલ બોલીશ મા, હું કાંઇ ઊંઘેલો હતો નહીં અને હમણાની માફકજ જાગતો હતો અને કોટવાલની જે વાત તુંએ મારા આગલ કીધી તેથી ઓર મને ખુશી બરપા થાએછ કારણકે તેણે મારા ફરમાવીઆ મુજબ કીધું. વળી મને એટલી તો ખુશાલી ઉપ-જેછ કે પેલા ઇમામ અને તેનાં પેલા ચાર મીત્રો ને પુરે પુરી શીક્ષા થઇ, પણ હવે હું એટ-લુંજ જાંણવા માંગુંછ કે હું હયાં શી રવેશે આવી બેઠોછું! ખોદા! તારા શુકર! ખચીત હું ખલીફજછું અને બુઢી હવે તારી વાત મને ઉલતું સમજવાને જેખી કેહેશ તઘલી વીઅરથ સમજવી.'

એની માએ દલગીરી શાથે જોયું કે જીઆરે તેનો છોકરો આ સઘલું ખાત્રીથી માંનેછ તો તેનાં મગજની હાલત બગડી હતી, અને એજ વીચાર મનમાં રાખી તે બોલી "દીકરા હું ખોદાની પરારથના કરૂંછ કે તારાપર તે રેહેમ નજર લાવે! અરે ખોદા ખાતર તું આવું ઘેલું ઘેલું બકવાનુ માંડી વાલ! ખોદા લે કે તુંને માફ કરે અને શલુકાઇથી વાત વાની તને શાહેતા આપે! દીકરા દુનીઆના લોક જયારે તને આ રવેશે બોલતાં સાંભળશે તો તેઓ તારે વીશે શું અને કેવો વીચાર બાંધશે? તને ખબર તો છે કે દીવાલનેબી કાંન હોયછે.

પણ આથી તો તે વધારે ખીજવાઇ ગયો અને ગુશાથી બોલીઓ "બુઢી ઓરત મેં તને એક વાર જણાવીઊં કે તારી જીભને બકતી બંધ કર, જો તું તેમ નહી કરશે તો ઉઠીને તને એવો સવાદ ચખાડીશ કે તે તને જનમ શુધી યાદ રહી જશે! હું પોતે ખલીફ છુ. અને ઇશલાંમીઓનો આ દુનીઆંપર મોકલેલો રાહબર છું—માટે જે હું બોલુછ તે તું કબુલ કરે તો ઠીક છે."

બચારી બુઢીએ જોયુ કે પોતાના છોક-રાને સમજાવી લેવામાં તેના સઘળા ઉપાય ખુ-ટયા તેથી ગરગર રડવા લાગી અને પોતાના એક પુરા છોકરાની આવી માઠી હાલત જોઇ ઘણી અજાએબી અને દલગીરી જાહેર કરવા લાગી. એથી તો અબુહુશછે નરમ પડવાને બ-દલે ઘણો કરોધ કરી પડયો અને પોતાની મા તરફની સરવે આબરૂ અને મરીઆદા ભુલી ગયો તે દોરી જઇ એક મજબુત લાકડી લાવ્યો અને એવા જુસાથી તેના તરફ ધસ્યો કે કોઇનેબી બીહીવાને કારણ મલે. તે ધમકી આપી તે-ણીનો પુછવા લાગો, "ઓ ઘાટકી ઓરત મને ખરૂં કેહે હું કોણ છું?" પણ જરાબી બીહીવા-વનાં તેણીએ બેધડક જવાબ દીધો "બેતા હું એમ નહીં માનતી હતી કે તું આટલોબધો ફેરવાઇ ગયોછ કે તારા ખોદાને અને તારી મા નેબી ભુલી ગયોછે. તને કોણે જનમ આપ્યો, તને કોણે ઉછેરી મોટો કીધો તે તો સઘલું ભુ-

...છે પણ પોતાનેબી તું વીસરી ગયેછે! મારો જણેલો દીકરો અબુહશન શીવાએ બીજો કોઇ નથી અને ખલીફ હોવાનાં ગુમાનમાં જે તું ખોટું ભયભરેલું ગોટું ખાએછે તે આપણા ખરા ભાયગશાલી બાદશાહ અને અને ખરા ખલીફ જેણે ગઇ કાલેજ આપણને બાદશાહી ઉદારતા ભરેલી શોગાદથી નવાજીઆ છે તેને અપમાન કરેછે. ખલીફ હારૂન અલરશીદ એજ આપણો ખરો પાહદશાહ છે. વળી તને કહેતાં ભુલી ગઇ કે ગઇ કાલે વડો વજીર ગીઆફર હયાં આવ્યો અને હજાર શુનેરી શીકાની ઠેલી મારા હાથમાં મુકી અને ફરમાવીઊં કે નાંમવર ખલીફને દાવા ચાહા કે જેણે એ બખશેશ મોકલી હતી. અને દીકરા, મારા વરશ હવે કેટલાં બાકી રહયાં છે કે એ બખશેશ ભોગવવાને જેટલું મને લાભકારી છે તે કરતાં તને કોઈ પરકારે ઓછુ હોય."

એ સખુનો જેવા કાને પડયા કે તેનુ ભેજુ તદન ઓખળી ગયું કારણકે તેને ચોકશ યાદ હતી કે એ બખશેશ તો તેણે પોતે મોકલી હતી અને ત્યારે પોતે ખલીફ શીવાએ બીજુ કોણ હોય? તે બોલીઓ કે "હવે ત્યારે તારી ખાતરી થશેની કે જે બખશેશ તને કાલે પુગાડવામાં આવી તે મારા પોતાના હોકમથી. મેં પોતે ગીઆફરને હોકમ કીધો હતો કે તેણે પોતે એ ઠેલી તને આપી આવવી અને હુ પોતે ખલીફ છું તેથીજ તે મારા હોકમને તાબે થઇ તને તે ઠેલી આપી ગયો. આ સઘળી સાબેતી છતાં એ ઓરત તું મને ઉલટું ઉલટું શા સબબથી સમજાવેછે અને હુંજત કરી જણાવેછ કે હું તારો પોતાનો છોકરો થાઊંછું. તારી એ હુંજતને માટે તને હું શીક્ષા કરવા વીનાં રેહવા દેવાનો નથી." એમ કહી તે ધાટકી બની જઇ તે બચારી બુઢીને પેલી લાકડી વટે શહજાર ફટકાવી કાહાડી.

બુઢીએ આ મામલો ગુંજરતો જોઇ બુમ પાડી મદદ માગી જેથી આસપાસનાં લોક દોડી આવ્યાં તોબી અબુહુસન મારતો અટકયો નહીં અને દરેક ફટકે તેણીને પુછતો ગયો કે તે પોતે ખલીફ હતો કે નહીં! પણ તે બુઢીબી તેને એકજ જવાબ દેતી કે તે તેનો છોકરો અબુહશન હતો.

આડોશી પાડોશીનાં આવી પુગવાથી અબુ નરમ પડયો અને જે પેહેલો આવ્યો તેણે અબુના હાથમાંથી લાકડી છીનવી લઇ કહયું, "અબુહશન એ શું તું કરેછ? શું તું ખોદાતાલાનેબી પીછાંનતો નથી અને તદન અકલ ખોહી બેઠોછ? જે માએ છોકરાને આટલા બધા લાડથી ઉધારેલો તે છોકરો કદી પોતાની માતાપર હાથ ઉચકે? શું તને આ ચાલ ચલાવતાં શરમ નથી ઉપજતી? જે બચારી એ સઘલો ભવ તારી પાછલ ખરાબ કીધો અને જે આટલા બધા પ્યારથી ચાહેછ તેનો બદલો આવી રીતે વાલવા નીકળ્યોછ?" અબુ પોતાનું ગુમાંન છોડયા વીના ગુસામાંજ બધા તરફ તીકી તીકીને જોવા લાગો અને ગરમ થઇ બોલ્યો, "તમે અબુહશનનું નાંમ લઇ બોલોછ તે કોણને કહોછ! શું તમે મને અબુહોશન કરી બોલોછ?" આ સવાલ કરતો જોઇ બધા અજબ થઇ ગયા પણ જે પડોશી પેહેલાં બોલીઓ હતો ... કહયું, "એમ કેમ? જે માએ તને ધવાડી છેરીઓ તેને શું તું ભુલી ગયો કે?" "જાઓ જાઓ નીકલો હયાંથી બધા તમે ભીખારી રવડતાઓછો! હું તમોને કે એણે પીછાંનતો નથી અને કદી ઓલખતોબી નથી. હું કાંઇ અબુહશન નથી પણ હું પોતે ખલીફછું અને એમ કબુલ કરવાને હું તમોને શીક્ષા કરીશ ત્યારેજ તમે ઠેકાંણે આવશો?"

એ શાંભલતાંજ બધા એકઠા થયલા લોક શમજીઆ કે એ બચારો ઘેલો થઇ ગયો હતો તેઓએ જોયું કે ફરીથી તે હાથ બાઠ ઊંચકી ખરાબી કરશે તેથી તેઓ બધા તેનીપર તુટી પડીઆ અને તેના હાથ પગ બાંધી લીધા, તોપણ તેઓએ આવી હાલતમાં તેની મા શાથ એખલો રાખવાને દાહાપણુ જોયું નહીં તેથી બે જણ હકીમને બોલાવા દોડયા જે શાંકલ, બેડી વગેરે અશબાબ લઇ તુરત ત્યાં બીજા આદમીઓ સાથ દોડી આવ્યો. અબુહેશન જેણે થોડુજ વીચારીઊં હતુ કે તેને આમ ખમવું પડશે તેણે જીઆરે હકીમ અને તેનાં આદમીઓને દાખલ થતાં જોયા ત્યારે બંધમાંથી છુટવાને ઘણા ફાંફાં મારયાં, પણ જીઆરે તેનાં ખભાંપર તેના રખેવાલે બે ચાર સપાતા લગાવી કાહાડયા કે તે ચુપજ થઇ ગયો અને પેલા હકીમ અને તેના સાથીઓએ જે જે કીધું તે મુગે મોહોડે કરવા દીધું. તેના પગે હાથે બરાબેડીઓ ઠોકી તેઓ તેને ઘેલાઓને રાખ- …ી જગા તરફ લઇ ગયા. રસતે જતાં લોક …કઠાં મલીઆં અને કોઇ કોઇ તેને ખીજવતાં અને ચીડવતાં હતાં એટલુંજ નહીં પણ કોઇ તો આવી તેને ઠોળ ઠબરાક કરતું, કોઇ ધબો મારી જતું તો કોઇ તેને ઘેલો અને બેવકુફ કેહેતું, તે સઘલાનાં જવાબમાં તે એટલુંજ કેહેતો કે, "ખોદા શીવાએ બીજા કોઇમાં ખરો મોટાઇ અને કાબુ હોતો નથી. જો કે ઘેલો અને બેવકુફ શમજેછે પણ હું શારી સારી માફક જાણુંછ કે હું મારા અકલ હોશીઆરીમાં છું ફકત ખોદાના ચાહાને ખાતરજ હું આ સઘલું સોશું છું." તેને દીવાના શાળામાં લઇ જઇ તૈયાર કીધેલાં ભોયડાંમાં તેને નાખે તે પેહેલાં તેના રખેવાલે જરાબી દયા વગર પચાશ જેરબંધથી તેને હુશીઆરી કરી દીધો, અને ત્રણ અઠવાડીઆં શુધી દરરોજ એટલા ફટકા તેને મારતો અને દરેક ફટકે તેને ભણાવતો કે ખલીફ હોવાનું સઘલું ગુમાન તેણે છોડવું. અબુહશન તેને એટલુંજ કેહેતો કે "હું કાંઇ ઘેલો નથી પણ અતારી વરતણુંકથા ખરેખર હું ઘેલો ગાંડો બની ગયોછું.



પચાસ ઝેરબંધથી તેને હુશ્યાર કરી દીધો. (સફે ૮૪૦)

અબુહેશનની મા તેને દરરોજ દીવાંનાશાલામાં મલવા જતી અને તેણીને પોતાના દુખની કાંહાંની જે કકલાતથી કેહેતો તેથી તે બચારી ગરગર રડતી. ટુકમાં તેની પીઠ ખભાં અને આખુ શરીર ફટકાઓથી એટલું તો કાલું અને શુજી આવેલું હતું કે તે બચારાથી ફરહરબી થવાતું હતું નહીં. તેની મા તેને દીલશો દતી અને વાતચીત કરી જાણવા માંગતી કે તેનું ખલીફ તરીકેનું ગુમાન ઉતરીઉછ કે નહીં. પણ એ વાત છેડતાંજ તે એટલો ગુસા અને જહુનમાં આવી જતો કે તે બચારીને નાઉમેદ દીલે તેને એજ હાલતમાં રેહવા દઈ ઘર પાછું

આવવું પડતું, પણ પોતે ખલીફ તરીકે ભોગ વેલી શાહેબી, કીધેલી ઓજ, આપેલાં ફરમાંનો અને પેહેરેલા પોષાકની તેનાં દીલમાં રમી રહેલી કેફીઅત આશતે આશતે તેનાં મગજમાંથી ઓછી થતી ગઈ. તે નીરાંતે કોઇ વેલા વીચાર કરતો કે જો "હું ખલીફજ હતો તો મારા અશલ ઘેરમાં મારી અસલ આરાંમગાહામાં મારા પોતાના કપડાંમાં હું શુતેલો કેમ હોઊં? મારી આગલ ચાકર નફેરો, ગુલાંમ અને ખીદમતગારો, અને ખુબસુરત નાજનીનો અને બાંડીઓ કાં નહીં હોય? મારો વડો વજીર, મારા બીજા અમીર ઉમરાવો, દરબારી અને સુબાઓ જેઓ મારી આગળ ગુડણમંડીએ પડતા હતા તે સઘળાઓ મને છોડી જતા કેમ રેહે વારૂ? ખચીત જો હું ખલીફ હોત અને તેના જેવી સલતનત ધરાવતો હોત તો કહે દાહાડાનો મને તેઓ હયાંથી છોડી લઇ ગયા હોત! મારે એ સઘળા બનાવને એક સ્વપનો શમજવો જોઇએ. પણ ત્યારે આ તો ચોકસ છે કે પેલા ઇમાંમ અને તેનાં સાથીઓ સંબંધી જે શીક્ષા કરવાને મેં કોટવાલને ફરમાવીઊં તે બરાબર બજાવામાં આવીઊં છે. તેમજ ગીઆફર સાથ મારી મા પર જે મે એક હજાર શીકાની હેલી ભેટ મોકલી તે પણ તેણીને પુગી છે! એ બે બનાવ મને ધચુપચુ કરી નાંખેછે કે મે જોયલો બનાવ સ્વપનોજ હતો? એકકથી એટલીબધી તો ઉલટી વાતો થઇ પડીછ કે તેનાં ગુચવારામાથી નીકલવું મને મુશકેલ થઇ પડયુછ માટે હવે તો રસતો એજ રહયોછ કે પરવરદગાર જે શરવે બીનાથી વાકેફગાર છે તેનાંપર વીસવાસ મુકી બેસવું."

અબુહુશન આવા ડાહાપણ ભરેલો ઠેરાવપર આવીઓ તે વેળા તેની મા તેને ફરીથી મલવા આવી. પોતાના બેટાના હાલોહવાલ થઇ ગયલા હાલ જોઇ તેણીની આંખ આંજુથી ભરાઇ આવી. તેણીએ તેનૂ જોતાં વાર સલાંમ કીધી જેના ઉતરમાં તેણે પાછી કીધી કે જેમ આગળ તેણે કીધુ હતું નહીં. આ ફેરફાર તેણીએ તુરત જોયો અને ખુશી થઇ કે એ નીશાની ઘણી સારી હતી. પોતાના આંજુ ગુછીને બોલી, "કેમ બેતા હમણાં કેમ છે? જે શેહતાંન શકતીએ તારા દીલમાં ગુમાંની ભરેલા ફાટા ફાટા વીચાર મુકયા હતા તે દુર થયા?" એના જવાબમાં તે જે બોલીઓ તે એટલું તો દાહાપણ ભરેલું નરમાશવાલું અને પોતાની માતા તરફ જે ચાલ તેનાથી ચલવાઇ ગઇ હતી તે વીશેનો ખરેખરો પસતાવો બતાવનારૂ હતું કે તેની મા ખુશી થાય તેમાં નવાઇ હતી નહીં. તે બોલીઓ, "હું ખરેખર મારી ભુલ કબુલ કરૂંછ અને મારાથી જે તારા તરફ બેહદ ધુતા અને બેઅદબી થઇછ તે સારૂ માફ માગુંશું. વળી જે જે પડોશીઓને મારાથી ગાલ અપાઇ છે તેઓથીબી મારી દરગુજર ચાહુંછું. હું સ્વપનાનીજ કોઇ લેહેરમાં ઠગાઇ ગયો હતો પણ એ ખુવાબમાં દીઠેલી બાબદ એટલીતો ખરી વાત અને બનેલા બનાવને મળતી આવી કે તેમ જો બીજા શખશને થયું હોયતો તે મારા કરતાંબી વધારે તેહેકીકથી માને અને બીજાઓ પાસે તેમ મનાવાને ઉછાછળાપણું બતાવે મણાંબી મને એ બાબે એટલો શક રહી છે અને મનમાં ગુચવારો થાયછે કે ખચ. મારી ખાત્રી છે કે મેં, જે જે જોયુંછ તે મે મારી પોતાની નજરે જોયુંછે. અને એક સાવધ ફરતું હરતું માણસ બજાવે અને જોએ તેમ મેં કીધુછે. પણ હવે જે હોય તે—હું તેને હવે એક સ્વપનો કરીજ માનીને બેશુછું. હવે મારી ખાત્રી થાયછે કે મારામાં નામદાર ખલીફનો

બોલો વટીક નથી પણ અબુહુશન છું. અને એક એવી માતાના પેતથી અવતરેલો છું કે એ કમતાલે દીવસ જેની યાદદાસ મને સદા ગુપ્ત-વારામાં રેહેવા દેશે તે દીવસ સુધી મેં તેના તરફ માન અને માયાથી જોયુંછે. અને હવેથી મને લાયક છે તેમ મારી જીંદગીની ઘડી શુધી તેવાંજ માંન અને માયાથી જોતો રહીશ."

એ બુધી જે પોતાની આંખ ગમીના આ-જુથી ગરમ કરી હમેશાં જતી હતી તે હવે ખુશાલીનાં થંડા કતરાથી પોતાની ગમની ગરમીથી ભરાયલી ચશમને થંડક આપી બોલી, "મારા બેતા તને આ રવેશે વાત કરતો જોઇ મારૂ દીલ ખુશાલીના ઝરાથી ભરાઇ ગયુંછે. પણ તને આ બનાવ બાબે મને વીચાર આ-વેછે તે જાણાઉછું કે જે તારા ધ્યાનમાંથી ખીશી ગયોછે. જે બેગાના ધણીને તું એ છેલે દીન જમવા બોલાવ્યો તે ઘર પાછો જતી વેલા તારા ઓરડાનું બારણું બંધ કરયા વીના ગયો તો જો કે તું એ તેને બંધ કરવાને ચેતવણી આપી હતી; અને એથી કરીને શેહતાંનને તેઆં ફટક-વાની તક મલી અને તે બુરાએ આ સઘલી મો-હાકાંણવાલી* અને આવા ખરાબ સ્પનાથી તુંને હેરાંન કીધો. માટે દીકરા તું તે પરવરતારનો આભાર માંન કે તેણે તુને તુરત સારી સમ-જની બખશેશ કીધી અને મોટા ભયમાંથી બ-ચાવી લીધો; અને તેની પાસ માંગતો રેહેજે કે તુંને તે પોતાની નેગેબાંની તલે રાખે."

એ સાંભલતાંજ અબુહોશન બોલ્યો, "ખરેખર માવતર તું એ ખરૂં કારણ શોધી કાહાડયું; તેજ રાતે એ સવપનો આવ્યો અને મારૂં મગજ ફરી ગયું. મેં તે શોદાગરને ખશુસ કરી કહયું હતું કે તેણે દરવાજો બંધ કરવો પણ તેણે કીધે નહી, અને હવે મારી ખાત્રી થાએછ કે દર-વાજો હુંગાડો જોઈ શેહતાંન દાખલ થયો અને મારા મગજને ચેરવી મુકયું. મોસલમનાં લો-કને કદાચ ખબર નહીં હશે કે બગદાદમાં આ-પણે ખરૂં માનીએછ કે જે જે વીપતી આદમી પર આવી પડેછે તે શેહેતાંનનાં કારશથાંનથી હોયછે, અને જે ખરાબ ખુવાબને આધીન થઇએ છીએ તે આપણા ઓરડાનું બારણું વગર બંધ કરવે શુવાથી પલીદ હેરેમન દાખલ થઇ આપણા ઉપર પોતાની શકતી ચલાવેછ તેથી છે; પણ માતા હવે હું ખોદાની મેહરથી તદન સાહાજો થયોછું એ તું જુવેછે માટે હવે ખોદા ખાતર મને આ જગાપરથી બાહાર લેઇ જા કારણકે હવે વધુ વાર રેહેવાથી મારી જીંદગી જરૂર ટુકી થઇ જશે."

પોતાના દીકરાને આવી રીતે અકલ પશંદ વારતા કરતો જોઇ તથા તેને બેકુફી ભરેલા વી-ચારો છોડી દેતો શાંભલી તેની મા ઘણી ખુશી થઇ, તે લાગલી દેવાનશાલાના રખેવાલ પાશે ગઇ અને તેને એ હકીકતથી વાકેફ કીધો. તેણે આવી અબુહશનને તપાશીઓ અને તેણીની હજુરમાંજ તેને છોડી મુકયો.

ઘર આવી અબુહશને સારો ખોરાક લેવા માંડયો કે જેથી તેની લડડી ગયલી તંદોરસતી પાછી ઠેકાંણે આવી. કેટલેક વખત તે ઘરમાંથી બાહાર ગયો નહીં પણ જ્યારે તેણે પોતાની તંદોરસ્તી આગલ મીસાલે જોઇ ત્યારે સાંહાંજને વખતે પોતાના આગળા રાબેતા મુજબ તે એખલો ફરવા નીકલીઓ અને પોતે કીધેલા ઠેરાવ મુજબ

* ઇસલામીઓનાં પેગાંમબર હજરત મહમાદે કહેલું છે કે "રાતે તમારા મકાનનો દરવાજો બંધ કરજો, અને બંધ કરતી વેલા ખોદાનું નાંમ મો-હોપર લેજો કારણ કે ખોદાના નાંમ સાથ જે દર-વાજો બંધ થયલો હોયછે તે સેહેતાંનથી હુંગડી શકતો નથી."

દરરોજ નવા આવનાર પરદેશીને પોતાને ઘર લાવી જમાડતો ગયો.

જે દીવશે અબુહશન પોતાનાપર વીટેલા ગજબ પછે પેહેલ વેહલો બગદાદ શેહેરના પુળને બીજે છેડે ફરતો ફરતો નીકલીઓ અને જે બેગાંનો મરદ તેને પેહેલો મલે તેની શોધમા રહી તેને યજન કરવાની પેરવીમાં હતો. એ દીવશ મહીનાંનો પેહેલોરોજ હતો અને ખલીફ હરૂન અલરશીદે એક ધારોજ કીધો હતો તે કે દર પેહલી તારીખે પોતે છુપા લેબાશમાં બાહાર નીકલવું અને પોતાના રાજમાં કીધેલા બંદોબશ પરમાણે સઘલું શમાંધાન ચાલેછ કે નહીં તે નજરે જોઇ તપાશ કરવી. હવે અબુહશનનું પુળપર જઇ ઉભુ રેહેવું કે ખલીફ મોસલમનાં શોદાગરના વેશમાં તે તરફ આવી લાગવુ થયુ. અને તેની પાછલ પેલોજ ગોલાંમ ચાલતો હતો. અબુનીતો ખાતરીજ હતી કે એ સોદાગરે બારણું હુંગાડું મુકયું તેથી તેનાપર સઘલી બદબખતી વરશી હતી તેથી તેને જોતાંજ દીલથી ધ્રુજયો અને મન સાથ વીચાર્યું કે "ખોદા મારોપર નેગાહા રાખો! જો હું ભુલ નહીં કરતો હોઉતો આ સાંમે આવતો તેજ શખ્શછે જેણે મારાપર જાદુ ચલાવી મને ભોલવી નાખ્યો હતો!" પછે તેના તરફ જોવાનાં અખાડા કરી તેણે પોતાની નજર નદીની તરફ ફેરવી, અને પેલો ત્યાંથી પટે એટલો વખત શુધી પીઠ દઇ ઉભો.



ખલીફ મોસલનાં સોદાગરના વેશમાં તે તરફ આવી લાગો.
( સફે ૮૪૩. )

ખલીફને ફરીથી તેની શાથ મજા કરવાની ઇછા હતી અને અબુહશનપર શું શું વીટયું તથા કેહેવો તે હારમાર થયો અને તેને દીવાનશાલામાં કેમ જવું પડયું તે સઘલી બીનાથી તેણે આગલથી વકેફગારી મેલવી હતી. પણ ખલીફ પોતે જાતે ઇનશાફી અને સખી દીલ હતો અને અબુહશન તરફ તેની મેહરબાંગી કાએમ રહી હતી કારણ કે તે સમજતો હતો કે તેનાથી તેને ગમત મલશે. વલી તેને શક રહી ગયો હતો કે ખલીફ થવાનો અખતરો જમાવા પછે પોતાની આગલ ચાલ અને ઠેરાવ જારી રાખ્યોછ કે નહીં તે જાણવું હતું તેથી તે પાછો તે આગલા વેશમાં તેની આગલ આવવા લાગો.

બેઉની એકકપર નજર પડી, પણ અબુહશને મોહો ફેરવી નાખ્યું તેપરથી ખલીફે અનુમાંન કીધું કે તે તેનાપર ખીજવાએલો હતો અને

તેને ધીકારની નજરથી જોતો હતો. એપરથી આસમાસ તેની અડોઅડ ચાલી આવ્યો અને તેના મોહો તરફ પોતાનું મોહોડું લઇ જઈ તે બોલ્યો. "ઓ બીરાદર અબુહશન તમે પોતે ઉભા છો? તમોને જોઇ હું ઘણો ખુશીછું અને તમે મને બગલગીરી કરવા દો." અબુહશન તેના તરફ જોયા વીના ખીજવાઇને બોલ્યો, "ના બા ના, મારે ભેટવું બેવું નથી—તું તારે રસતે ચાલીઓ જા!"

ખલીફે પુછયું "શું તમે મને ઓલખતા નથી? બરાબર મહીનો થયો તમે એક સાંહાંજે મને તમારે ત્યાં જમવા નહીં લઇ ગયા હતા અને તમે મને ત્યાં ખુબ મોજમજા નહી કરાવી હતી? એ સઘલું કેમ ભુલી તમે ગયા? અબુ બોલ્યો, "ભાઇ જાની તારે રસતે! હું તને ઓલખતોબી નથી અને જાંણુતોબી નથી! તને બીજુ કાંમકાજ છે કે નહીં?"

આ અબુની જંગલી ચાલથી ખલીફને કાંઇ ઝાઝી મજા પડી નહીં, પણ તેને બરાબર ખબર હતી કે અબુનો ચોકશ એજ ઠેરાવ હતો કે એકવાર મેલાપ કરી ગયલા બેગાનાં મરદ શાથ ફરીથી મેલાપ કરવો નહીં અને પોતાની પરોણાગત તેને ચખાડવી નહીં, પણ જાંણે એ વાતથી અજાંણો હોય તેમ તે બોલ્યો, "તમે કેહોછ કે તમે મને ઓલખતા નથી તે વાત હું મા-[illegible]થી! તમે જરા ફરીથી દરીઆફત કરશો તો [illegible]ને યાદ આવશે. આટલા તુક વખતમાં તમે [illegible] ભુલી જાઓ એ કેમ બને? ખોદા ખબર તમો પર કાંઇ મુશીબત ગુજરીછ કે શું કે તમે મારા તરફ આવા ધીકારથી જુવોછ? પણ આટલું તમે યાદ કરવું જોઇએ કે મે તમારે સારૂં કેહેવી સા। શોચાણા બતાવી હતી અને જે કાંમ બજાવાને તમે ધારતા હતા તે કાંમમાં મારી પુરી મદદ આપવાની મે મરજી અને ખુશી બતાવી હતી તથા તમોએ કીધેલા પાડનું હેશાંન વાલવાને મે મારી પુરણ ઇછા બતાવી હતી."

અબુહશન કંતાલતો હોય તેમ બોલ્યો, "બાપુ તમે મારા ફાયદા કીજે શું સારી સોચાણા ધરાવીછ તે મને ખબર નથી, અને જે સોચાણાં તમે કદાચ ધરાવતા હો તેનો ફાયદો મને જોઇતો નથી; તમારી ભલી દીલશોજી અને મારાં કાંમનાં હેશાંનનું ફલ મે એજ જોયું કે હું મારા મગજથી ખીશી ગયો; માટે બાપુ તમે તમારો રશતો લો અને ખોદા ખાતર મને કંતાલો મા આપો!"

ખલીફ તેને બગલગીરી કરી પડી બોલ્યો, "અરે બીરાદર અબુહશન આવા કરોધમંન દીલથી તું મને છુટ્ટો મા પાડ; જીઆરે બીજી વેલા તારો મેલાપ થયોછે તો એક માસની વાત પર જે પરોનાગતની સારવાર અને મોજ ચખાડી હતી તે પાછી ચખાડ અને તારી શાથ શરાબ પીવા દ."

"સાહેબ એ વીશે મેં ઠેરાવજ કીધોછે" અબુ બોલ્યો, "અને તમો જેવા કમનસીબ આદમીને બ.જી વાર નોતરવાને મેં સોગંદ લીધાછે. તમોને આ કેહેવત ખબર છે ની કે "તમારૂ ઘોલ લેઓ અને ચાલીઆ જાઓ" તેમ એ કેહેવત તમારા પર લાગુ પાડી હયાંથી રસતો માપો મેં કેટલીક વાર તમોને નાપાડયું—ખોદા તમોને યારી આપે જાઓ ભાઇ! તમારે લીધે મારી કમબખતી થઇ હતી અને ફરીથી તમારી ઉપર ભરૂસો રખાતો નથી". વળી તેને ગલે લાગી ખલીફ કાકલુદીથી બોલ્યો, "મારા નેક દોશત અબુહશન તમારે તરફથી આવી ચાલની વકી મેં કદી રાખી હતી નહી. મારી સાથ એવા તીખાશથી ના વાત કરો પણ મારી દોસતી ધીઆનમાં લઇ તમે સમજો. મેહેરબાંની કરી કહો કે તમારા પર શું ગજબ પડયો

કારણકે તમે ખાતરીથી માનો કે તમારે વીશે મને ઘણું ઉંચું મત છે અને હમેશ તે રેહેશે અને મારેથી જે વીપતી તમોપર આવી પડી હશે તેનો બદલો વાલી આપવાને હું બનતું કરીશ.'' અબુહસન પીગલીઓ તે બોલ્યો, "તમારાં ખાલેશ દીલે અને ભોલાઈએ મારી હટને જીતી લીધી અને જીઆરે તમે મારી વાત સાંભળશો તારે કબુલ કરશો કે હું તમોને બદનાંમી આપુછ તે કાંઇ ખોટી નથી.''

અબુની પાસે ખલીફ બેઠો; અને જે જે દાસતાન તેણે કહયું તે સાંભલ્યું. એ પછે અબુ હશન બોલ્યો, "આ સઘળું જે બનીઊં તે તમારા વાંકથી બનીઊં તમારો દોશ કાહાડુંછ તેથી તમે અજબ થશો; પણ તમોને યાદ છે કે શુતી વેળા મેં તમુને ચેતાવ્યું હતું કે જતી વેળા મારા ઓરડાનુ બારણું બંધ કરીને જવુ જેમ ન કરતાં તમે જતા રહયા અને નવરૂં જોઇ દૃશત દીઆનતના દેવે મારા ઓરડામાં દાખલ થઇ ઉપર મુજબનો ખુવાબ ઉપજાવ્યો જેની ઝુરી અસર મારાપર એટલા જોરથી રહી કે મને કમબખતીના ખાડામાં ઉતરવું પડયું. હું બેહદ મુશકેલી અને હેરાંનગીમાં પડયો મારી માતા તરફ જે મારાથી બેમરવતાઈ થઇ અને તે બુઢીને જે માર પડયો તે સઘળો ગુનાહ તમારી ઉપલી બેદરકારી થકી તમારે સર છે! અરે ખોદા હવે મને બોલતાં શરમબી આવેછ અને વીચાર આવતાંજ મારૂં દીલ લજવાઇ જાયછ કે તે બુઢી માએ ફકત એટલુ કહયું કે હું તેનો છોકરો થાઊંછું અને હુ ખલીફ નથી તો તે પરથી મેં તેનાપર હાથ ઊંચકયો અને કદાચ મારી પણ નાખતે! વળી મારા આડોશી પાડોશી સાથ મને કંકાશ થયો તેમને મેં ગાળો આપી. તે પણ જો તમે બારણું બંધ કીધું હતે તો બનતે નહી. એ સઘળાંનો દોશ તમારે શર નહી પડે તો કોણને શર?'' એ સઘળું ખલીફ જે આગળથી જાણતો હતો તે તેને ખુશાથી પાછું વરણવતો જોઇ મુછમાં હશ્યો અને પોતે રચેલી તાલ કેહેવી અને કેટલી હદ સુધી ફતેહમંદ ઉતરી તેથી સંતોષ પાંમ્યો અને જે ભોલા દીલથી તેણે એ હકીકત કહી તે જોઇ ખલીફથી હસી પડાયું.

અબુહુસન એમજ સમજતો હતો કે તેની આ વાતથી સાંભળનારના દીલમાં દયા અને દલગીરી ઉપજશે પણ તેને બદલે ખલીફને હશતો જોઇ તેને ગુશો ચહડી આવ્યો તે બોલ્યો, "શું મારી વાત સાંભળી મારા મોહો પરજ તમે હશો છો અને મારી મશકેરી કરોછ? મેં જે વાત તમો આગળ ગંભીરાઇથી કહી સંભળાવી તે શું ઠઠા મશકેરી સમજોછ? જુવો તમુને મારા કહેવાની સચાઇ અને સાબેતી જોવી હોય તો આ નીશાંની જુવો'' એમ કહી પોતાનુ ખભું ઊંગાડી તેની આગળ ખુલું કીધું જે પર કાળા ચરબેતા અને દાહાંમના દાગ પડી રહેલા હતા. અને ચાંમડી જેરબંધના જરબથી શુહન મારી શીહા બની ગઇ હતી.

આ દાઘ અને ખભાંની થયલી હાલત જો ખલીફ દીલથી કમકમયો. તેને દીલથી દયા આ અને મનથી પસતાયો કે આટલી હદ સુ મશકેરી વધવા દીધી પણ એ બાબે કાંઇબી વીચાર જણાવીઆ વીના તે બોલ્યો, "બીરાદર અબુહશન ચાલ ઉઠ અને ચાલ આપણે તારે ઘર જઇયે અને આજની રાત મજાહમાં ગુજારીએ અને આવતી કાલથી ખોદા કરશે તો શઉ સારૂ થશે.''

જો કે અબુએ તો ઠેરાવ કીધેલો હતો કે એક વખત આવી ગયલા મુસાફરને બીજી વાર પોતાની સાથે જમાડવો નહી તોપણ ખલીફની આજીજી અને મલતાવડા સ્વભાવથી તે ઠેરાવ રદ કરવાની તેની ફરજ પડી; અને તે મોસલમનો એક સોદાગર તરીકેજ સમજતો હતો તેણે કહયું "હા તમારૂ કેહેવું મારે માથે ચહડાઉછ પણ એ સરતે કે તમે સોગંદ ખાઇ વચન આપો કે જતી વખતે મારો દરવાજો બંધ કરી જવો કે જેથી નાપાક દેવ મારા ઘરમાં ગુશી મારૂ મગજ ચેરવવા પાંમે નહી." ખલીફે તેમ કરવાને વચન આપીઊં અને પછે તેઓ ત્યાંથી ઉઠી શેહેરમાં આવ્યા અને અંધારૂં થતાં તેઓ ઘર આવી પુગા.

ખલીફે અબુને વધારે અજાણો રાખવાની મતલબથી કહયું "મારાપર તમે પુરો વીશવાશ રાખો અને હું કબુ મારો કોલ તોડીશ નહી મારા જેવા સખસપર વીશવાશ મુકવાને તમારે જરાબી અચકાવું નહી જોઇયે કારણકે હું તમારી ફતે, આબાદી, અને સુખ થયલુ જોવાને શદા ઇછુ છું! અને ઇનશાલા એ મારાપર મુકેલા ભરૂસાની અસર જણાયા વીના રેહેશે નહી" અબુહશને તેને બોલતો અટકાવી કહયુ "મને તે કાંઇ જોઇતું નથી ફકત તમારી ...રખાઇ સારૂજ હું તમોને મારી સાથ લઇ ...ંછું અને મારે સારૂં તમારી સારી ઇછા ...દા ખાતર તમારી પાશેજ રહેવા દેઓ મને તેવું કાંઇ જોઇતું નથી. જે જે વીપતી મારાપર ગુજરી તે સઘળી તમારી એવી ધારણાંને લીધે અને દરવાજો ખુલો રાખી ગયા તેને લીધે છે." અબુનાં આ ખોટા ખીઆલપર હશી ખલીફ બોલ્યો, "ઠીક છે ત્યારે જેમ તમોને ગમે તે ખરૂ, હું તમારે સારૂ કશું ઇછશજ નહી."

"આંમ તમારા બોલવાથી મને હવે ખુશી લા છે." હ ન બોલ્યો, "મને કશું જોઇતું નથી તમે તમારૂં વચન પાલજો એટલે બધું મને મલી ચુકું."

ઘર પુગા કે હશને પોતાની માને બોલાવી, બતી સલગાવી, આપણા વેશ ધારી મુશાફરને એક જગાપર બેસાડયો અને પોતે તેની પડોશમાં બેઠો. તેઓએ વધુ તાજીમ તવાજો કરયા વીનાં જે ખાનું શુફરાપર પીરશેલુ હતું તે ખાધું. ખાનાથી ફારેગ થવા પછે અબુહશનની માએ ટેબલ શાફ કરી ચાખાણા સારૂ મેવો, મીઠાઇ લાવી મુકયાં અને શરાબની શીશેહી ભરી મુકી. એટલું કરી તે ત્યાંથી જતી રહી. અબુહશને પેહેલાં પોતાનું પીઆલું ભરીઉ અને પછે ખલીફને ભરી આપીઉ પીતાં પીતાં તેઓએ તહરેવાર ગાંમગપાતા ચલાવા માડયા, ખલીફે જીઆરે અબુહશનને દારૂની ગરમી અને મશતીમું આવેલો જોયો ત્યારે મોહોબત અને પીઆરની વાત તેની આગલ છેડી અને પુછયું કે મોબત જેવો જુશે તેને કોઇ દીવશ થયોછ કે નહીં.

અબુએ ભોલાં દીલથી કહયું, "બીરાદર પીઆર અથવા શેઆદીને હું એક ગુલાંમી જંજીર જેવી શમજુંછું અને તેમાં ગીરફતાર થઇ પડવાથી હું હમેશાં દુર નાહાસુંછું; અને ખરૂ બોલુતો સરસ શરાબ અને ખુશમીજાજને વધારે ચાહુંછુ. તુકમાં મારા મીત્રો શાથ મોજમજા ખાવા પીવા અને રંગ રાંમશનીમાં દીવશ ગુજારવા મને ગમેછે, પણ તોબી ઓરતનો પીઆર શમજવાને અને લગનની ખુબી પીછાનવાને મારામા લાએકાત નથી એમ ના સમજો. પણ મને જો કોઇ ખુબશુરત ચેહેરાની સારા સ્વભાવની અને મીઠી વાણીની ઓરત જેવી મે મારા પેલા ખુવાબમાં દીઠી હતી તેવી ઓ-

.ત મલે અને મારી સાથ દીનરો મોજમજા ભોગવવામાં રંગરાગ કરવામા અને .ઠી મીઠી વાતો લમબાવામાં અને તુકમાં મને બધી રીતે રીઝવવા માહીતગાર હોએ એવી ઓરત હાથ લાગે તો મારો વીચાર ફેરવી તેની શાથ નેકા કરવાને મને અડચણ નથી, કારણ કે એવા ઓરત શાથ મારા દીવશ ઘણા શુખમાં ગુજારૂં એવી મારી ખાતરીછે, પણ એવી ઓરત કેયાં મલે? ખલીફનાં મેહેલ શીવાએ તે કવાં હાથ લાગે અથવા અમીર અને વજીર શીવાએ તે વીચાર મેલવવાને કોણનુ નશીબ હોય? માટે હાલ તુરત તો શરાબ પર જે મેં વીચાર બાં-ધ્યોછે તેજ બરહક.છે કારણકે એ મોજ સસતી અને સરવે એક સરખી રીતે ભોગવી શકે એવી છે" અને વળી ફરીથી પોતાનું તેમ ખલીફનું પીઆલું ભરી તે બોલ્યો 'લેઓ, અને એવીજ વાતો કરી આપણે મગન થઈએ."

શરાબ પીધા પછે ખલીફ બોલીઓ "આ કેહેવું દયા આણવાજોગ છે કે તમો તેવા એક મરદાને મરદ જે મોહબતની કીંમત પીછાની શકેછે તે આવી એકલવાસી છડી જીંદગી ગુ-જારે." અબુ તુરત બોલી ઉઠયો "મને એવી એકાંત જીંદગી ઘણી ભાવેછે. એક ઓરત જે-ની ખુબસુરતીથી હું નારાજ હોઊં અને જેનાં ખોણકોટકથી રાત દીન કંટાળેલો રહું તેનાં કરતાં આ જીંદગી ઘણી ભલી છે." એ મુજબ ઘણો લાંબો વખત વેર વાત કીધી. અને જયારે ખલીફે જોયું કે અબુ શરાબની તદન લેહેરમાં ચકચુર થઇ ચુકોછે ત્યારે તેણે ઈ-શારો કીધો "જયારે એમજ છે અને એક નેક આદમીને જે ખાહેશ હોય તેવી તમોને છે તો તમારા મીજાજને પેશ પડતી અને તમોને મતગમતી નાર હું મેલવી આપવાની કોશેશ કરૂં." પછે અબુના હાથમાંનુ પીઆલું લીધું અને તે નહી જોએ તેમ પેલીજ ભુકી નાખી અને સરાબથી તે પીઆલું ભરી તેને હાત આપતાં બોલ્યો, "ચાલો ત્યારે જે ઓરત તમારી સાથ નેકા કરી તમોને ખુશી કરે તે ઓરતની તનદરોશતી લેજીએ. ખચીત મારી ખાતરી છે કે જે ઓરત મેલવી આપીશ તે તમોને ખુશી અને સુખી કરીઆ વીના રેહેશે નહીં."

અબુએ હશીને તે પીઆલું લીધું અને બોલ્યો, જયારે તમે એવું ચાહોછ તો તે તમા-રૂં બોલવું આમીન થાઓ! એક ખેરખાહ દોશત આવી એક નીરજીવ માંગણી કરે અને તે હું ના પાડું એ કદી જેબભરેલું કેહેવાએ નહી. તે ઓરત વીશે તમે મને વચન આપોછ તેની તનદરોશતી બાખુશીથી હું લઉં છ; લેકી તારે કબુલ કરવું જોઇયે કે તમારા બોલ પર મને ઝાઝો ઇતબાર નથી!" એ મુજબ બોલી ખુશાલી ભરેલા દીલે તે પીઆલું ઓટી ગયો અને થોડી પળમાં નીંનદરાદેવીની ગોદમાં લોઠ પોઠ થઇ પડયો એ જોતાંજ પેલા બહાર ખરા રહેલા ગોલાંમને ખલીફે હોકમ આપીઓ કે તેને ઊંચકીને મેહલમાં લઇ જવો તે ગોલાંમ તેને લઇ ચાલ્યો અને હમણાં ખલીફનો ઇરા. આગળ માફક અબુને પાછો મોકલવાનો હતો તેથી તેનાં ઓરડાનુ બારણું બંધ . તેની પુઠે ચાલ્યો.

મેહેલમાં પુગતાંજ ખલીફે હોકમ કીધો કે તેને ચોથા દીવાનખાણામાં લઇ જઇ શુવાડવો કે જે દીવાનખાંણામાંથી તેને ઊંચકી તેને ઘર લઇ જવામાં આવ્યો હતો. વળી પોતાનો બાદ-શાહી લેબાશ જે તેને પેહેડાવામાં આવ્યો હતો

તે પેહેડાવાને ચુકયો નહીં' પછે જે બાંદીઓ નાજનીનો ચાકર નફરો અને ગુલાંમો તેની હાજરીમાં એ ઓરડામાં એક માસની વાત ઉપર ઉભા હતા તેમને બધાને ફરમાવ્યું કે અ બુ જયારે જાગી ઉઠે ત્યારે તેની સાથ આગળ માફક વરતવું. એટલું કેહી તથા જયારે તે ઉઠે તે પેહેલાં પોતાને સજાગરૂં કરવાને પોતાના વડા ખીદમતગાર મસરારને ચેતાવી પોતે આરાંમ કરવા ગયો.

ઠેરવેલા વખતે મસરારે ખલીફને ઉઠાડયો. તે પોતાના .તાઇ બેશવાનાં ઓરડામાં આવી બેઠો કે ત્યાંથી અબુનુ શરવે કામકાજ માલમ પડે, જઆરે પેલી ભુકીની કેફી અશર પુરી થઇ કે અબુ જાગી ઉઠયો, પણ આંખ ખોલી જોયું નહીં, તેને .રતો જાણતાંજ સાત જુદે જુદે ઠેકાણે ખરી રેહેલી ગાયણકારોએ શુંદર શુશ્વરે ગાયણ ગાવા માંડયું. નાજનીનોનો કોમલ અવાજ મધુર વજંતરોના નાદ સાથ મલવાથી એવો મનહરણ અને દીલપજીર શુસ્વપર મચી રહયો કે અબુહુશન તો અજબ થઇ ગયો, તેણે તુરત આંખ ડી અને પોતાની અતીશંય અચતીથી જોયું કે આગલ જે નાજનીનો અને ખીદમતગારો તેણે જોયા હતા તેઓ સઘલા હાજર ખરા ઉભા હતાં! તેજ ઓરડો તેજ શીંગાર અને તેજ દેખાવ જીઆરે રફતે રફતે તેની નજરે પડયાં ત્યારે તેની અજાએખી વધતી ગઇ, તેનું માથું ફરતું ગયું અને વીમાશન અને ઘભરાતથી તેનું આખું દીલ અને મગજ ચકરી ખાવા લાગું!



બાહાદશાહી લેબાશ જે તેને પેહેડાવામાં આવીઓ હતો તે પેહેડાવાને ચુકયો નહીં. (સફે ૮૪૭)

જેવું ગાયણ બંધ પડયું કે આપણા આ નવા થયલા ખલીફને આસપાસનો સઘલો દેખા જોવાને ધીરજથી બન્યું. પેલોજ સીધી દેખાવનો મસરાર તથા પેલીજ દીલઆરાંમ ચેહેરાની જવાન જોબનવાલી ઓરતો અને બીજા આગલ દીઠેલા નફરોને ઘણાજ આદરમાંનથી તેનો હોકમ નીકલતાંજ તે બજાવાને ત્યાર થઇ ઉભેલા દીઠા. અબુહુશને પોતાનાં આંગલાં કરડયાં અને ખલીફને સમજાએ તેમ બોલ્યો, "અફસોસ મારાપર તેજ બેફાંમ ખુવાબ ગાલેબ આવીઓ! જે એક મહીનાંપર મારી નજરે પડયું

નાચીત્ર દેખા-
ને રાસાંમાં ન... અને ભુલાવો ખ
કે હું ખલીફ છું! ઓ શેહેતાંન! ખોદા
પરાજય કરો! અને પથરવાળા જબરા
પાહાડના દબાનથી દાબી રાખો!"

એ પછી અબુએ પાછી આંખ બંધ કીધી અને વીચારમાં ગીરફતાર પડી રહયો! પાછુ જોઇ તે વળી પોકારી ઉઠયો, "ઓ પરવરતાર મને બચાવ, બુરા શેહેતાંનની ચુંગાળમાંથી મને છોડવ!" એ બોલતાં તેનો ઘભરાત આગળ કરતાં ઓછો થયો હતો અને ખુશ દમાવથી તેનાં ચેહરાપર ખુશી ઝમકતી હતી. વળી તેણે આંખ વીચી અને પરપટયો. "હું જાગતો જણાઉં તે છતાં આંખ વીચી હું પડી રહું. પછે બપોર કાંએ નહી થાએ એમ કરીશ તોજ શેહેતાંન ઠાકીને મને છોડી

હુ ... ... ના ... દી છુ.
જરા મજા કરવા સારૂં આંમ જતા હો તો ભલે, પણ રખે તમોને ખુવાબથી બેચેણી થઇ હોય! તમારે કરવાને વાશતે જો તમે ચશમ ખોલી ધીરજથી જોશો તો આપની ખાત તમો પોતે તમારા બુલંદ દીવાનખાણ તમારા તમાંમ નોકરો તમારી ફરમ ભા છે. તમો નાંમદાર કદાચ તમ ધાહમાં પોતાને શુતેલા જોતા નથી ત તમારા મનમાં વેહેમ આવતો હશે પ જગાપર આરાંમ કરવાનુ કારણ એ છે કે ગઇ રાતે એકાએક નીંદમાં પડી ગયા એવી મીઠી ઉંઘમાં સુઇ ગયા કે તમોને તમારા બીછાનાપર લેઇ જવાને આંચક ધી અને હયાંજ તમોને આરામ કરવા દીધા" ટુકમાં તેણીએ એટલીબધી તો પેશ પડતી વાતો કીધી કે તે ઉઠી બેઠા અને આંખ ગો-યા ચીરીને જોવા લાગો અને તમાંમ ઉભેલાં

ન
હમે
નથી
જા-
ાગતાં
પણ
મારો
ારો
ાત



માગી આ ક્રુર માર તમે મને ફ્રગુજાર કરશો (સફે ૮૫૦)

બે
નીચે
તેને દવા
ણાંની અદ્વ

ીફ તરીકેજ પીછાંનીએ છીએ. તમે હમુને ભુલાવાને ગમે એટલુ ઉલટું કેહેશો તે કદી માનવાની હીમત ું ાહી!" આટલી તેહેકીકથી બેહોશ કરતાં ળી તથા પોતે ખરેખરા બાહાદશાહી બે છે એવું ખાતરીથી જોઇ ઘભરાત સાથ બોલ્યો "ઓ ઇનશાનની ઇજત રાખનાર ખલકનાં ખાવીંદ હવે મારા પર દયા કર! તારા આધારપર તારે ખોલે બેશુ છું! મારી એક વાર ખાતરી થઇ છે અને કદવા અનુભવથી જોયુંછે કે એ સઘળું ગુચવણનું ઝાળું મકારે શેહેતાંને

લઇ જઇ ત્યાં તઇયાર રાખેલી જગા પર મુક્યો; પછે તેનો હાથ પકડી બધી નાજનીનો તેની આસપાસ નાચવા અને ગાવા લાગી; તથા વજંતરનો સુંદર શરોદ ચાલુ થયો. અબુ અંતે ઠાકીને બોલ્યો "શું તયારે હું ખરેખરો ખલીફજ છું!" અને બીજુ કાંઇ વધારે બોલવા જતો હતો પણ ગાયણ અને વજંતરો અવાજ એટલો મોટો થઇ પડ્યો હતો કે તેનુ બોલવું શાંભળી શકાયું નહી. પછે તેણે **મોતીની માળા** અને **બામદાહનાં શેતારા** નામની ઓરતોને નજદીક બોલાવી. એ ઓરતો સા

આદમીઓ પેલી ઓરતો અને સઘળો દેખાવ ખરેખરો તેને જણાયો; તેઓ સઘળાં તેની નજદીક આવ્યાં અને દેલાવર દીલ પાછી બોલી "શાહેબ ફરીથી એક વાર તમારી જાંણુમાં લાઉંછ કે દાહાડો ઘણો ચહડી ચુકો છે અને હવે ઉઠવાનો વખત થઇ ગયો છે. મારી આ છુટ સારૂં તમો મને દરગુજર કરશો." ખરેખર તું કોઇ કંતાલો આપનાર ઓરતછે. મારી ખાતર જમા છે કે હું ખલીફ પોતે નથી પણ અબુહશન છું એ હું ચોકશ માનુછું માટે તું મને ઉલટું સમજાવાની પેરવી મા કર! "નાંમદાર શાહેબ અબુહુશ... છે તે

... આ... મુજયબ તર... દેખાવા મારી નજરે પાડેછે!"

આ તરફ ખલીફ બધો તમાસો જોઇ ખુશી થતો હતો તે હવે મોટે અવાજે હશી પડયો.

અબુહશન પાછો સુઇ ગયો; એ જોઇ પેલી નાજનીન બોલી "શાહેબ તમોને વારમવાર અરજ કરવા છતાં તથા શાહવાર પડી જવાં છતાં બીછાનુ છોડતા નથી અને રાજદરબારી સઘળાં કામ કાજો જેમનાં તેમ પડી રહયાં છે તો તમારાં આજ્ઞા મુજબ જે ઉપાય હમોને ફરમાવામાં આવેલા છે તે લેઇશું." એમ કહી તેણીએ તેનો એક હાથ ઝાળયો અને બીજ અ... ખ... ચ. લાત.

